એવું કહેવાયછે. બીજાં પ્રસિદ્ધ શહેરોનાં ખંડેરો અયોધ્યા પ્રાંતમાં છે તેમાંના કેટલાંક બૌદ્ધમતવાળાઓનાં હતાં. એ પ્રાંતના લોક મુખ્યત્વે ઉર્દુ બોલી બોલેછે.

મુખ્ય કમિશનરના તાબા હેઠળ એ પ્રાંતના ૪ મોટા ભાગ કર્યાછે- ઉત્તરે (૧) ફૈજાબાદ અને (૨) સિતાપુર, તથા દક્ષિણે (૩) લકનૌ અને (૪) રાયબરેલી.

---

## બંગાળા ઇલાકો.

એ પ્રાંત લેફ્ટેનેન્ટ ગવર્નરના અધિકાર હેઠળ છે. ભરતખંડના વિભાગોમાં એ ઈલાકો સર્વથી મોટો અને રસાળ છે. એમાં શુદ્ધ બંગાળા, બહાર, ઓરિસા ( અંઢાઆ ), અને છોટા નાગપુર છે. એની ઉત્તરે નેપાળ, સિકિમ અને ઇંગ્રેજનો આસામ પ્રાંત તથા પૂર્વે મણિપુરનું દેશી રાજ્ય છે. એની અને બ્રહ્મદેશની વચ્ચે લુશે અને બીજી પહાડી જાતોનો મુલક, આરાકાનના ડુંગરો અને નાફ નદી છે; દક્ષિણે બંગાળા ઉપસાગર અને મદ્રાસ ઈલાકો, અને પશ્ચિમે મધ્ય પ્રાંતો, રેવા, અને વાયવ્ય પ્રાંતો છે.

એ ઈલાકાનું ક્ષેત્રફળ ૧,૬૩,૯૦૨ ચોરસ મૈલ અને ૬,૬૬,૯૧,૪૫૬ માણસની વસ્તી છે. એ સિવાય એમાં બીજાં ઘણાં ખંડીઆં રાજ્યો તથા જાતો છે તેમનું વર્ણન આગળ આવશે.

એ ઈલાકામાં વાયવ્ય તરફ ગંગાનો સપાટ પ્રદેશ તથા ઈશાન તરફ બ્રહ્મપુત્રનો સપાટ પ્રદેશ છે. એ બે પ્રદેશોનો મેળાપ શુદ્ધ બંગાળાની નીચી ભૂમિમાં થાયછે.

શુદ્ધ બંગાળ દેશ હિમાલય અને દરિયા વચ્ચે મોટું મેદાન છે. એની ત્રણ બાજુએ જમીન આવેલીછે. દક્ષિણે બંગાળી સમુદ્ર છે. ઉત્તરે હિમાલય ( એમાં દાર્જિલિંગ છે), પૂર્વે કાચર, ટિપરા, અને ચિતાગોંગના ડુંગરા અને પશ્ચિમે છોટા નાગપુર તથા બહાર પ્રાંતની દક્ષિણ સરહદની ઊંચી ભૂમિ વગેરે પહાડી પ્રદેશો છે. બીજું મોટું મેદાન રાજમહાલ ડુંગરોની પશ્ચિમે અને શુદ્ધ બંગાળા અને વાયવ્ય પ્રાંતોની વચ્ચે બહાર દેશ છે. બહારમાં તિર્હુત, પાટણા, ગયા, અને બીજા અપ્રસિદ્ધ પ્રાંતો છે. ઓઢીઆ દેશ એ પ્રાચીન હંડરાબયત નામ છે. હાલમાં શુદ્ધ બંગાળા અને મદ્રાસ ઇલાકાની વચ્ચે દરિઆના કાંઠાપરનો લાંબો સપાટ પ્રદેશ અને ખંડીઆ મહાલ નામે મોટા પહાડી મૂલકને ઓઢીઆ કહેછે. છોટા નાગપુર એ બહાર અને ઓઢીઆની વચ્ચે પહાડી મૂલક છે.

**મુખ્ય પર્વતો**—હિમાલય નો થોડો ભાગ, રાજમહાલ, છોટા નાગપુર તથા ઓઢીઆના ડુંગરા.

**મુખ્ય નદીઓ**—ગંગા, ગોગરા, સોન, ગંડકી, કુશી, દામોદા, ભાગીરથી, હુગલી, બ્રહ્મપુત્ર, સુરમા, મહાનદી, વૈતરણી, બ્રાહ્મણી, વગેરે.

ગંગા—એ નદી વાયવ્ય પ્રાંતોમાંથી નીકળી એ પ્રાંતના ગાઝીપુર પાસે વહેછે. થોડેક છેટે ગયા પછી ઉત્તરે પાટણા પાસે ગોગરા, દક્ષિણે સોન, અને ફરી ઉત્તરે ગંડકી નદી એને મળેછે. ગંગા પૂર્વ તરફ આડકતરી વહેછે. પછી ભાગલપુર પાસે કુશી તેને મળેછે; ત્યાર પછી રાજમહાલ ડુંગરોને ફરી વળી તે લગભગ દક્ષિણમાં વહેછે, અને આગળ જતાં તેમાંથી ભાગીરથી છૂટી પડી આગળ વહેછે તેનું નામ હુગલી પડ્યુંછે. ગંગાનાં અનેક મુખો કરતાં એ વહાણ ચલાવવાને બહુ અનુકૂળ છે, અને મુખ્ય પ્રવાહ ગોવલંદોની અગ્નિકોણ તરફ વહેછે. તે ઠેકાણે બ્રહ્મપુત્રનો મુખ્ય પ્રવાહ જે જમુના તે તેને મળેછે. એ રીત એકઠું થયેલું જળ અનેક મુખે બંગાળી ઉપસાગરમાં ભળેછે.

બ્રહ્મપુત્ર—*એ નદ આસામના ગારો ડુંગરાને ફરી વળી બંગાળામાં પેસેછે, અને દક્ષિણમાં વહી ગોવલંદો આગળ ગંગાને મળેછે. એ બેનાં મુખ આગળ રસાળ પ્રદેશો અને દરિયાની વચ્ચે સુંદરવન નામે પ્રદેશ છે ત્યાંની હવા સિંધુ નદીના મુખ આગળના પ્રદેશની હવાની પેઠે રોગી છે. એ પ્રદેશ તદન જંગલી અને ભેજવાળો છે તેમાં જંગલી જનાવરો બહુ વસેછે.

સુરમા—એ નદી કાચર ડુંગરામાંથી નીકળી સિલહટની પશ્ચિમે વહેછે; અને પછી દક્ષિણમાં વહી બ્રહ્મપુત્ર નદના એક ફાંટાને મળેછે. એ રીત એકઠાં થએલાં જળને મેઘના કહેછે. ઘણા મેલ સુધી એ નદીમાં વહાણો ચાલી શકેછે.

ચિતાગોંગમાંની ઘણી નદીઓ ડુંગરોમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળેછે.

ગંગાની હુગલી શાખાને પશ્ચિમ બાજૂએ દામોદા, રૂપનારાયણ અને કુશી મળેછે. એ ત્રણે છોટા નાગપુરમાં ઉત્પન્ન થાયછે. છેક દક્ષિણમાં સુવર્ણ રેખા, વૈતરણી, અને બ્રાહ્મણી છોટા નાગપુરમાં અને મોટી મહાનદી મધ્ય પ્રાંતોમાં ઉત્પન્ન થાયછે. એ નદીઓ ઓઢીઆમાં થઈને બંગાળાના ઉપસાગરને મળેછે.

દાર્જિલિંગની આસપાસનો હિમાલયનો થોડોક ભાગ એ પ્રાંતમાં આવેલોછે. એ ભાગ સને ૧૮૩૮ માં સિક્કિમના રાજાએ ઈંગ્રજને આપ્યો. એ ડુંગરોમાં સ્લેટ, લોઢું, અને ત્રાંબાની ખાણો છે. બહાર પ્રાંતમાં ગંગાના કાંઠાપર આવેલા રાજમહાલ ડુંગરો છોટા નાગપુર માંહેલા પહાડો તથા સાતપુડા પર્વતની શાખા છે. રાજમહાલ ડુંગરોમાં અને છોટા નાગપુર જે તદન પહાડી અને જંગલથી ભરપૂર છે તેમાં કોયલા અને લોઢાની ખાણો છે. શુદ્ધ બંગાળા પ્રાંતમાં બર્દવાન જિલ્લાના રાણીગંજ શહેરમાં તથા છોટા નાગપુર અને બહાર પ્રાંતની સરહદ આગળ સર્વથી સરસ ખાણો છે. વળી ઓઢીઆની

---

* તિબેટનું વર્ણન જુઓ.

પશ્ચિમે અને છોટા નાગપુરની દક્ષિણે ખંડીઆ મહાલો છે તેઓ પહાડી છે અને તેમાં ઉત્તરથી નૈરૃત્ય સૂધી કીમતી સાલનાં જંગલો છે. બંગાળાની પૂર્વના ડુંગરોમાં જંગલ છે, અને કોયલા તથા લોઢાની ખાણો છે.

બંગાળા પ્રાંતમાં ચિલકા નામે એકજ સરોવર ઓઢીઆની નૈરૃત્યમાં છે, તથાપિ મોટાં ઝીલો કે છાબર તળાવો ઘણાં છે. ચિલકા સરોવરને તીરે તથા ઓઢીઆના દરિયા કાંઠે પુષ્કળ મીઠું પકવવામાં આવેછે. એ પ્રાંતના સપાટ પ્રદેશમાં વરસના ઘણા ભાગમાં તાપ બહુ પડેછે અને વાંમાં ભેજ ઘણો રહેછે. કોઈ કોઈવાર વરસાદ નહિ વરસવાથી પાણીની તંગી તથા દુકાળ પડેછે, તોપણ ઘણું કરીને વરસાદ ઠીક છે. મેદાનોમાં જૂનથી અકટોબર સૂધી અગ્નિકોણમાંથી વરસાદ વરસેછે. પાધર જમીનમાં મોટી નદીઓ હોવાથી તથા સરકારે ઘણી નહેરો ખોદાવ્યાથી ડાંગર પુષ્કળ પાકેછે. જુદી જુદી ઋતુઓમાં જુદી જુદી જાતનાં ધાન્ય પાકેછે, અને ભિન્ન ભિન્ન વાવેતર થાયછે. લોકનો મુખ્ય ખોરાક ચોખા છે. દાળ, ભાત, માછલાં અને શાક રાંધી સ્વાદિષ્ટ કરવા માટે તેલ, મીઠું, તેજાના અને બીજા મસાલો નાંખીને ખાયછે. દરેક ભાગમાં જુદી જુદી જાતની શાકભાજી ઊગેછે. બહાર પ્રાંતથી અને ઉત્તરના દેશોમાંથી દરિયાને રસ્તે પરદેશો ખાતે ચોખા પુષ્કળ જાયછે. દાળ અને ચોખા સિવાય બહાર પ્રાંતમાં ઘઉં, જવ, મકાઈ, બાજરી, અને હલકી જાતનાં ધાન્ય પાકેછે. છોટા નાગપુર અને બીજા પહાડી મુલકમાં વસનારા લોકનો એ મુખ્ય ખોરાક છે. આપણા દેશમાં ઊનાળામાં જે ફળ થાયછે તે ત્યાં પણ થાયછે. ફણસ, કેળ, અને આંબાનાં વૃક્ષ સાધારણ છે. ક્ષારી ભૂમિમાં પાન અને સોપારી થાયછે. પૂર્વ બંગાળામાં નારંગી અને નાળિએરનાં ઝાડોની વાડીઓ પુષ્કળ છે. ચોખા, ગળી, અફીણ, અને સણ, એ વેપારની જણસોમાં મુખ્ય છે. મુખ્યત્વે કરીને ઈંગ્લાંડ તથા ચીન મોકલવાને ગળી અને અફીણ પકવેછે. ગુણો બનાવવાના ટાટ, દોરડાં, વગેરે સણનાં થાયછે. સણના કાગળ પણ બની શકે. સણ અને બીજા રેસાઓ ઈંગ્લાંડ ખાતે પુષ્કળ જાયછે. વળી ગાંજાના છોડ પણ ઉગાવેછે. એ એક જાતનું સણ છે. તેને લોકો ચલમમાં પીએછે, અને બીજી કેફી વસ્તુ બનાવવાના કામમાં આણેછે. સણ કે અળશી અને તેલ નીકળે એવાં બી દેશના ખપને માટે તથા પરદેશ મોકલવા સારૂ પુષ્કળ ઉગાવેછે. ડુંગરોમાં રૂ પાકેછે તેટલું દેશમાં બસ થતું નથી માટે હરવર્ષે દેશમાં ઈંગ્રેજી કાપડ પુષ્કળ આવેછે. ગોળ, ખાંડ, વગેરે કરવા માટે શેરડી પુષ્કળ પકવેછે. દક્ષિણે ખજૂરીઓની વધારે પેદાશ હોવાથી માત્ર તે ઠેકાણે શેરડી પકવતા નથી. દેશના ખપને અર્થે હરેક ઠેકાણે તમાકુ પકવેછે, અને કેટલોક બ્રહ્મદેશ મોકલવામાં આવેછે. બંગાળા પ્રાંતની પૂર્વે ઊંચી ભૂમિમાં તથા છોટા નાગપુરમાં ઊંચી જાતનો ચા ઊગેછે. વળી શેતુરનાં ઝાડ ઊગેછે તેવડે હીર ઉત્પન્ન કરનારા કીડાનું પોષણ થાયછે, તેથી રેશમ પુષ્કળ બનેછે. વેપારની બીજી જણસોમાં સુરોખાર અને પાધર જગ્યામાં ઊગતી કસુંબી છે. જંગલો અને ડુંગરોમાં રબરનાં ઝાડ ઊગેછે. વણવાનો અને ધાતુનાં પાત્ર બનાવવાનો ધંધો ચાલેછે. ગળી, સણ વગેરે બનેછે તે સિવાય ખાસ કારીગરીને માટે કેટલાંક સ્થળ પ્રસિદ્ધ છે. મૂર્શીદાબાદમાં રેશમીકાપડ અને હાથીદાંતનો સામાનઅને સોના રૂપાનો ઘાટ સારો બનેછે. અને ઢાકાની મલમલ, કાપડ, અને સાબુ વખણાયછે. વહાણ બાંધવાનું અને સૂતારનું કામ ચિતાગોંગ (ચિત્તગામ)માં સારૂં થાયછે, અનેમોંગીરમાં સૂતાર અનેલુહાર કામ સારૂં થાયછે. એ પ્રાંતમાં ઘણી રેલવેની સડકો બાંધેલીછે. મુંબઈ અને અલાહાબાદની મોટીસડક ગંગાના

કાંઠાના પ્રદેશમાં અને કલકત્તાની પેલી મર મતલાહ શાખા આગળ કલકત્તાસૂધી જાયછે. વળી બીજી સડક પાટણાના દક્ષિણના એક સ્થળથી રાણીગંજમાં થઈને કલકત્તા સૂધી જાયછે. ગોવલંદાની ઉત્તરે કલકત્તાથી બીજી સડક બાંધેલીછે. એ સડક દાર્જિલિંગ સૂધી વ ારવાની છે. એ સર્વે રેલવે સિવાય મોટી નદીઓમાં વહાણો ચાલેછે તેથી વેપાર ઠીક ચાલેછે.

બંગાળા ઈલાકાની રાજધાની कलकत्ता હુગલી નદીના કાંઠાપર છે. धाका, मूर्शीदाबाद, पाटणा, कटक, जगन्नाथ મુખ્ય શહેર છે.

કલકત્તા શહેરની વસ્તી* ૪,૪૮,૦૦૦ માણસની છે. કલકત્તા અને તેની આસપાસનો કેટલોક મુલક સને ૧૬૯૮ માં મુગલ પાદશાહ પાસેથી વેચાતો લીધો. શુધ્ધ બંગાળામાં બીજું મોટું શહેર ધાકા છે. કલકત્તાની ઉત્તરે મુર્શીદાબાદ છે. એ અસલ બંગાળામાં નવાબોની રાજધાની હતી. પ્રથમ બંગાળાના નવાબ દિલ્લીના પાદશાહોના નોકર હતા, પરંતુ તેમણે તેની તાબેદારી છોડી દીધી. સને ૧૭૬૫ માં શુધ્ધ બંગાળા અને બહાર પ્રાંત પાદશાહે નવાબને બદલે ઈંગ્રેજને આપી દીધા. બહાર પ્રાંતમાં મોટામાં મોટું શહેર પાટણા છે. ઓઢીઆમાં મહાનદીને કાંઠે કટક અને કટકની દક્ષિણે જગન્નાથ છે. છોટા નાગપુરમાં રાંચી છે. નાગપુરના રાજાએ ઓઢીઆ અને છોટા નાગપુર આપી દીધા.

એ ઈલાકામાં कलकत्ता, मतलाह, चितागोंग (ચિતગામ) અને कटक એ ચાર મુખ્ય બંદરો છે.

બંગાળા ઈલાકામાંના શુધ્ધ બંગાળામાં આશરે ૩,૭૦,૦૦,૦૦૦ માણસની વસ્તી છે, અને તેમાં બંગાળી બોલી બોલાયછે. બહારની વસ્તી ૨,૦૦,૦૦,૦૦૦ છે ને તેમાં હિંદી કે ઉર્દૂ ચાલેછે. ઓઢીઆ અને ખંડીઆ મહાલોની વસ્તી ૪૦,૦૦,૦૦૦ છે ને ત્યાંની ઓઢી બોલી છે, અને છોટા નાગપુરમાં ઓઢી અને હિંદુસ્તાની ભાષા બોલાયછે.

## खंडीआं संस्थानो अने जातो.

ખંડીઆં સંસ્થાનોનું ક્ષેત્રફળ આશારે ૩૮,૦૦૦ ચોરસમૈલ અને વસ્તી ૨૦,૦૦,૦૦૦ માણસની છે. એ સંસ્થાનોમાં નેપાળ અને ભૂતાનની વચ્ચે હિમાલયમાં સિકિમનું બૌધ્ધ સંસ્થાન (એ પર રાજાનો અમલ છે અને ત્યાંના રહેવાસીઓ તિબેટના લોકને મળતા આવેછે), અને ઉત્તરે સિકિમની લગોલગ આવેલો દેશ છે. સિકિમની દક્ષિણે કૂચબહાર નામે નાનું સંસ્થાન છે. એ સંસ્થાન અને સિકિમની વચ્ચે સને ૧૮૬૫ માં ભૂતાનમાંથી જીતેલો નાનો મૂલક આવેલોછે. બંગાળાની પૂર્વે તિપરા અને ચિતાગોંગના ડૂંગરામાં બીજાં ઘણાં નાનાં સંસ્થાનો છે. પર્વતોમાં વસનારા લોકો અડધા આર્ય અને અડધા બ્રહ્મી છે. ખંડીઆં સંસ્થાનો અને છોટા નાગપુરમાં બીજાં ઘણાં સંસ્થાનો છે તે વિષે આગળ કહેલુંછે. બહાર પ્રાંતના અગ્નિકોણના રાજમહાલ પહાડોમાં સોંથલ જાત વસેછે. સોંથલ જાત અને ખંડીઆ મહાલ તથા છોટા નાગપુરની પહાડી જાતો અનાર્ય અસલી છે અને પોતાની જુદી ભાષા બોલેછે.

---

* પરાં મળી કલકત્તામાં ૮,૯૨,૦૦૦ કરતાં વધારે માણસની વસ્તી છે.

# आसाम.

એ દેશનું ક્ષેત્રફળ ૪૬,૩૪૧ ચોરસ મૈલ છે. એમાંની લગભગ ૩૦,૦૦૦ મૈલ ભૂમિ ઇંગ્રેજના તાબામાં છે; તેપર હકુમત કરનારને મુખ્ય કમિશનર કહેછે. બાકીનો દેશ ઇંગ્રેજ તાબાની પહાડી જાતોનો છે. આખા દેશની વસ્તી સુમારે ૪૮,૮૧,૪૨૬ માણસની છે (પહાડમાં વસનારી જાતોનું વસ્તીપત્રક કર્યું નથી). એ દેશ ભરતખંડની ઈશાન કોણમાં છે. એની ઉત્તરે ભૂતાન અને હિમાલયમાં વસનારી કેટલીક સ્વતંત્ર જાતિઓનો મૂલક, દક્ષિણે અને પશ્ચિમે બંગાળા, તથા પૂર્વે બ્રહ્મદેશના ડૂંગરામાંનો મણિપુર પ્રાંત તથા કેટલાક પહાડી સ્વતંત્ર લોકનો મૂલક છે. એમાં બ્રહ્મપુત્ર નદ વહેછે, અને એનું મુખ્ય નગર ગૌહત્તા છે.

બ્રહ્મપુત્ર નદના કાંઠાનો પ્રદેશ, તથા તેની આસપાસના પહાડી પ્રદેશો મળી એ પ્રાંત થયેલોછે. તિબેટમાં થઇને પૂર્વમાં વહી હિમાલયના પૂર્વ છેડાને બ્રહ્મપુત્ર ફરી વળેછે, અને આસામમાં થઇ છેક પશ્ચિમમાં વહેછે. બ્રહ્મદેશના પર્વતો તથા તેમને કાટખૂણે આવેલા ડૂંગરાને લીધે એ નદનો માર્ગ એકાએક બદલાયછે. એ છેલ્લા ડૂંગરાને નાગ, ખાશીઆ, જિનતેહ, અને ગારો કહેછે. આસામ તાબાના કાચરમાં થઇને એ ડૂંગરા આસામ, સિલહટ, અને બંગાળાના બીજા દેશો વચ્ચે આવેલાછે. ગારો ડુંગરને ફરી વળી એ નદ બંગાળાના મેદાનમાં ઊતરેછે, અને દક્ષિણે વહેછે.

આસામની ખીણનો પ્રદેશ સપાટ છે, તેમાં નીચા ડૂંગરા ઘણા છે, અને વહેળા પણ પુષ્કળ છે. એમાં ખનિજ, સારા કોયલા, લોઢું અને ચૂનાની ખાણો છે. ત્યાંની હવા ચાના છોડને બહુ માફક છે. વળી સારું રૂ, ફળ, અને શાકભાજી ઊંચી ભૂમિમાં ઊગેછે. આસામની ભેંસો ઘણી વખણાયછે. એમાં માત્ર રેશમનો વણાટ, લોઢાકામ, તથા માટીનાં વાસણ બનેછે.

એમાં ઘણાં ઘાડાં જંગલો છે તેમાં લાખ, રબર, વગેરે વસ્તુઓ સિવાય ઇમારતી લાકડું પુષ્કળ થાયછે. મ્હેસૂરની પેઠે એ જંગલોમાં જંગલી હાથીઓનાં ટોળાં રહેછે. એવું કહેવાયછે કે દુનિયાના બીજા ભાગ કરતાં આસામના ડૂંગરામાં વરસાદ વધારે વરસેછે.

સને ૧૮૨૪ માં બ્રહ્મી લોક પાસેથી એ દેશ જીતી લીધો. એમાં વસનારા લોકો પોતાની જુદી ભાષા બોલેછે, અને સપાટ ભૂમિમાં વસનારા લોકોની રીતભાત છેક આર્યોના જેવી નથી તેમ છેક બ્રહ્મી લોકના જેવી નથી, પરંતુ પહાડી જાતો નિરાળી છે, અને મૂળ વતની જેવી દેખાયછે.

# સ્વતંત્ર પહાડી રાજ્યો.

નેપાળ—એ રાજ્યોમાં નેપાળનું રાજ્ય સર્વથી મોટું છે. એ હિમાલયમાં સાંકડો પ્રદેશ છે. એની ઉત્તરે તિબેટ, દક્ષિણે વાયવ્ય પ્રાંતો, અયોધ્યા, અને બંગાળા, પશ્ચિમે વાયવ્ય પ્રાંતોમાંનો કુમાઉન પ્રાંત, અને પૂર્વે સિક્કિમ છે. એમાં ઘાગ્રા વહેળા અને કુશી નદી છે. એમાં હિમાલય પર્વતનાં ઊંચાંમાં ઊંચાં શિખરો જેવાં કે અવરેસ્ટ કે ગૌરીશંકર, ધવલગિરિ, વગેરે છે. એનું મુખ્ય શહેર ખટમંડુ છે.

દરિયાની સપાટીથી હિમાલયની ઊંચાઈ ૨૯,૦૦૦ ફુટ કરતાં પણ વધારે કહેવાયછે. આ ઊંચા પર્વતોની દક્ષિણે નીચા ડુંગરો છે, તેઓનાં શિખર અને ખીણો રસાળ છે, અને હવા બહુ સારી છે. આ રસાળ ભાગની દક્ષિણે જંગલો છે તેમાં કીમતી ઇમારતી લાકડાં થાયછે, અને એની દક્ષિણે તિરાઇ એ લે ભેજવાળાં વન છે. તિરાઈનો કેટલોક ભાગ નેપાળના રાજ્યમાં છે અને કેટલોક ઈંગ્રેજના મુલકોમાં છે. નેપાળમાં ધાતુની ખાણો પુષ્કળ છે, અને કેટલાક ધાતુના ઘાટ સારા થાયછે. વસ્તીમાં તાતાર તથા તિબેટી લોક છે તેઓ અને આર્ય લોક મેળસેળ થઈ ગયાછે. એપર ગૂરખા લોક રાજ્ય કરેછે. લોકો બૌદ્ધ ધર્મ પાળેછે, અને ભરતખંડ અને તિબેટની ભાષાઓની મિશ્રિત ભાષા બોલેછે.

મુખ્ય શહેર ખટમંડુમાં મહારાજા રહેછે તેને નામે પ્રધાન રાજ ચલાવેછે. પહેલાં એ રાજ્ય ચીનના પાદશાહને તાબે હતું, પરંતુ હાલમાં સ્વતંત્ર છે. લોકો ઉદ્યમી, શૂરા, અને શરીરે દૃઢ છે.

ભૂતાન—આસામ અને તિબેટની વચ્ચે બીજું પહાડી રાજ્ય ભૂતાન છે. એની અને નેપાળની વચ્ચે સિક્કિમ છે.

એ રાજ્ય હિમાલયમાં છે અને તાતાર વંશની જાતોના હાથમાં છે. તેઓ બૌદ્ધ ધર્મ પાળેછે. લામા નામે બૌદ્ધ ધર્મગુરૂઓની મોટી સંખ્યાનું તથા સરદારોનું લોકને ભરણપોષણ કરવું પડેછે. એ સરદારો દર ત્રણ વરસે પોતામાંથી એકને મુખ્ય ઠરાવેછે. લોકો ઉદ્યોગી છે, પરંતુ રાજ કરનારા તેમનું રક્ષણ કરી શકતા નથી, અને ધર્મગુરૂઓ તેમનાપર જૂલમ કરેછે.

નાનાં રાજ્યો—આસામની ઉત્તર સીમા ઉપર, તથા આસામ અને બંગાળાની પૂર્વ સરહદ ઉપર બ્રહ્મી એટલે તાતાર વંશની ઘણીક પહાડી જાતો વસેછે. પરંતુ તેમાંની કેટલીક ભરતખંડના બીજા ભાગોમાંની મૂળ જાતોને મળતી આવેછે. એમાંની ઉત્તરે ડફૂળા અને આબોર, અને પૂર્વે કૂકી અને લુર્ગી જાતો વિકરાળ છે, અને નજીક વસનારા સુધરેલા લોકોને લૂટેછે. એ પહાડોમાં મણીપુરના રાજાના તાબાનું સંસ્થાન માત્ર સુધરેલું છે.

---

## પોર્તુગીઝ તથા ફ્રેંચ લોકનાં સંસ્થાનો.

પોર્તુગાલના રાજાના તાબાનાં દમણ, ગોવા, અને દીવ સંસ્થાનો વિષે આગળ મુંબઈ ઈલાકામાં કહેલુંછે.

હુગલી નદીના કાંઠાપર ચંદ્રનગર ફ્રાન્સ દેશને કબજે છે. એ કલકત્તાથી ૧૭ મૈલને અંતરે છે. મદ્રાસ ઈલાકાના પૂર્વ કાંઠા ઉપર ત્રણ શહેરો અને તેઓની આસપાસનો કેટલોક મૂલક, તથા પશ્ચિમ કાંઠાપર એક શહેર એજ દેશને તાબે છે. એ ચાર સ્થળનાં નામ ગોદાવરીના મુખ્ય આગળ ૧. યાનાન, મદ્રાસની દક્ષિણે ૨. પોંદિશરી, તથા ૩ कारिकल, અને મલબાર કાંઠાપર કાનાનોર અને કાલિકટની વચ્ચે ૪. माही છે. મુખ્ય શહેર પોંદિશરી છે.

---

## પ્રકરણ ૪ થું.

### યૂરોપખંડ.

**સીમા**—ઉત્તરે ઉત્તર મહાસાગર, પશ્ચિમે આટ્‌લાંટિક મહાસાગર, દક્ષિણે ભૂમધ્યસમુદ્ર, આર્કિપેલેગો સમુદ્ર, માર્મોરાસમુદ્ર, કાળો સમુદ્ર, અને કકેસસપર્વત; અને પૂર્વે કાસ્પિઅન સમુદ્ર, યૂરલનદી, અને યૂરલ પર્વત છે.

યૂરોપ અને એશિઆ જોડાજોડ છે; આફ્રિકા અને યૂરોપની વચ્ચે ભૂમધ્યસમુદ્ર છે, અને અમેરિકાથી એ આટ્‌લાંટિક મહાસાગરે કરીને જુદો પડેલોછે.

### યૂરોપખંડ માંહેલા દેશો.

| | |
|---|---|
| ૧. ગ્રેટબ્રિટન અને આયર્લાંદ. | ૬. હોલાંદ અથવા નેધર્લાંદ. |
| ૨. ફ્રાન્સ. | ૭. જર્મનિ. |
| ૩. સ્પેન. | ૮. ડેન્માર્ક. |
| ૪. પોર્તુગાલ. | ૯. સ્વીદન અને નાર્વે. |
| ૫. બેલ્જિયમ. | ૧૦. યૂરોપી રુશિઆ. |

૧૧. आस्त्रिआ અને हंगरि.
૧૨. स्वितझर्लांद.
૧૩. इटालि.
૧૪. यूरोपी तुर्कस्तान.
૧૫. ग्रीस.

---

## यूरोपखंड मांहेला मुख्य समुद्रो.

૧. श्वेतसमुद्र—રૂશિઆની ઉત્તરે છે.

૨. बाल्टिकसमुद्र—સ્વીદનને જર્મનિ અને રૂશિઆથી જુદો પાડેછે.

૩. उत्तरसमुद्र અથવા जर्मनसमुद्र ઇંગ્લાંદની અને જર્મનિ, દેન્માર્ક, વગેરેની વચ્ચે છે.

૪. भूमध्यसमुद्र—યૂરોપ અને આફ્રિકાની વચ્ચે છે.

૫. आद्रिआटिक समुद्र—ઈટાલિ અને તુર્કસ્તાનની વચ્ચે છે.

૬. आर्किपेलेगो—એ ગ્રીસ અને એશિઆઈ તુર્કસ્તાનની વચ્ચે છે.

૭. मार्मोरा समुद्र—એ યૂરોપી તુર્કસ્તાન અને એશિઆઈ તુર્કસ્તાનની વચ્ચે છે.

૮. काळो समुद्र—એ રૂશિઆ અને એશિઆઈ તુર્કસ્તાનની વચ્ચે છે.

૯. आझोफ समुद्र—એ રૂશિઆની દક્ષિણે છે.

૧૦. आइरिश समुद्र तथा नार्थचानल અને सेंत ज्यार्जिस चानल એ ઇંગ્લાંદ અને આયર્લાંદની વચ્ચે છે.

૧૧. इंग्लिश चानल એ ઇંગ્લાંદ અને ફ્રાન્સની વચ્ચે છે.

**ધર્મ અને રાજ્યરીતિ**—યૂરોપમાં માત્ર તુર્કસ્તાનમાં મુસલમાની રાજ્ય છે. બાકી સર્વ ઠેકાણે ખ્રિસ્તિ ધર્મ ચાલેછે. ખ્રિસ્તિ ધર્મમાં મુખ્ય ત્રણ ભેદ છે, પ્રોટેસ્ટંટ, રોમન કાથલિક, અને ગ્રીક. રૂશિઆ અને ગ્રીસના રહેવાશીઓ તથા યૂરોપી તુર્કસ્તાનના બે તૃતીયાંશ લોકો ગ્રીક ધર્મ પાળેછે; ગ્રેટ બ્રિટન, હોલાંદ, જર્મનિ, દેન્માર્ક, સ્વીદન અને નાર્વે, તથા સ્વિતૂઝર્લાંદના લોકો પ્રોટેસ્ટંટ છે; અને બાકીના દેશો ઘણું કરીને રોમન કાથલિક છે.

તુર્કસ્તાન અને રૂશિઆમાં રાજાની ઈચ્છા પ્રમાણે રાજ્યવ્યવસ્થા કરવામાં આવેછે. બાકીના દેશોમાં પ્રજાની સંમતિથી કાયદા બાંધીને તે પ્રમાણે રાજા રાજ્ય કરેછે. સ્વિત્ઝર્લાંદમાં અને ફ્રાન્સમાં પ્રજા-સત્તાક રાજ્ય છે, તેથી લોકો જેમને પસંદ કરેછે તેઓ રાજ્ય ચલાવેછે.

૧. ગ્રેટ બ્રિટન અને આયર્લાંદ ઉપર વિક્ટોરિઆ રાણીનો અમલ છે. ગ્રેટ બ્રિટન બેટમાં ઇંગ્લાંડ અને સ્કાટ્લાંદ એ બે દેશ છે.

---

## ( ૧ ) ઇંગ્લાંદ.

ઇંગ્લાંદના બે વિભાગ થઈ શકે, ઇંગ્લાંદ અને વેલ્સ. ઇંગ્લાંદમાં ૪૦ પરગણાં અને વેલ્સમાં ૧૨ પરગણાં છે.

**મુખ્ય પર્વતો**--ચિવિઅટ પહાડ એ ઇંગ્લાંદ અને સ્કાટ્લાંદની વચ્ચે છે. એ સિવાય કંબર્લાંદમાં સ્કાફેલ અને વેલ્સમાં સ્નોડન વગેરે પર્વતો છે.

**મુખ્ય નદીઓ**--ટેમ્સ ઇંગ્લાંદની દક્ષિણે છે. તે જર્મન સમુદ્રને મળેછે. એને કાંઠે લંદન શહેર છે. સેવર્ન એ બ્રિસ્ટલ ચાનલને મળેછે. મર્સી એ આઇરિશ સમુદ્રને મળેછે. એને કાંઠે લિવર્પૂલ છે. વળી ટાઇન, ટ્રેન્ટ, હમ્બર, આઉસ, ડી, અને વાઇ એ મોટી નદીઓ છે.

**મુખ્ય સરોવરો**--ડર્વેન્ટ વાટર, અલ્સ્વાટર, અને વિન્દર્મીર.

**મુખ્ય દ્વીપો**--માન, આંગલ્સી, અને વાઇટ. વળી જર્સી, ગર્નસી, આલ્ડર્ની અને સાર્ક એ ચાનલના ટાપુ છે.

**મુખ્ય ભૂશિરો**--લાન્ડ્સ એન્ડ એ ઇંગ્લાંદનું છેક પશ્ચિમ બિંદુ અને લિઝર્ડ એ છેક દક્ષિણ બિંદુ છે. સ્ટાર્ટ અને બીચીહેદ એ ઇંગ્લાંદના દક્ષિણ કાંઠાપર અને સ્પર્નહેદ તથા ફ્લાંબરોહેદ એ ઇંગ્લાંદના પૂર્વ કાંઠાપર છે. એ સિવાય વેલ્સમાં આંગલ્સી બેટની પાસે નાના ટાપુમાં હોલિહેદ, વગેરે બીજી ઘણી છે.

**મુખ્ય સામુદ્રધુનીઓ**--મનાઇની સામુદ્રધુની એ કાર્નાર્વન અને આંગલ્સી બેટની વચ્ચે છે. દોવરની સામુદ્રધુની એ જર્મન સમુદ્ર અને ઇંગ્લિશ ચાનલને જોડેછે.

**મુખ્ય અખાતો**—सालवेफर्थ, मोरीकांबी, ब्रिस्टलचानल, कार्डी-गन, वाश, વગેરે.

**ઇંગ્લાંદનાં મુખ્ય શાહેરો**—लंदन એ રાજધાનીનું શહેર ટેમ્સ નદી ઉપર છે. એ દુનિયામાં મોટામાં મોટું શહેર છે. लिवर्पूल એ મર્સી નદી ઉપર મોટું બંદર છે. मान्चेस्टर એ સૂતર ને કાપડનાં કારખાનાંને માટે પ્રખ્યાત છે.

न्यूकास्टल ટાઈન નદી ઉપર છે. એની પડોશમાં કોયલાની મોટી ખાણો છે.

बार्मिंगहाम અને शेफील्दમાં છરીઓ વગેરે લોઢાનાં હથિઆરો બનેછે.

लीदूझમાં ઊનની જણસો બનાવવાનાં કારખાનાં છે.

नोटिंगहामમાં કોર અને મોજાં સારાં વણાયછે.

ब्रिस्टल અને हल એ બે મોટાં બંદર છે.

ओक्सफर्द અને केम्ब्रिज યુનિવર્સિટિઓને માટે પ્રખ્યાત છે.

कान्टर्बरि અને यार्कમાં બે મોટા ધર્માધ્યક્ષો રહેછે.

पोर्ट्समथ અને प्लिमथ એ ઇંગ્લાંદની નૌકાસૈન્યનાં સ્થળ છે. એ સિવાય दोवर, ब्रैटन, सौधाम्पटन, वुल्वर्हाम्पटन, कार्लैल, संदर्लांद, ब्रादूफोर्द, વગેરે મોટાં શહેર છે.

**વેલ્સનાં મુખ્ય શાહેરો**—कार्दिफ અને स्वान्सी એ બે મોટાં બંદરો છે, અને मार्थिर तिद्र्विल એ મોટામાં મોટું શહેર છે. मिल्-फोर्दहेवन બંદર એવું તો મોટું છેકે તેમાં સઘળું ઇંગ્રેજી નૌકાસૈન્ય સહી સલામત રહી શકેછે.

**મુખ્ય નિકાસ**—કલાઈ, કોયલા, ઊન અને રૂનું કાપડ, લો-ઢાનો સામાન, કાચ, યંત્રો, કાગળ, ઇત્યાદિ.

---

## (२) स्काट्लांद.

એમાં ૩૩ પરગણાં છે.

**મુખ્ય પર્વતો**—ગ્રામ્પિઅન પર્વતોની હારમાં बेन्नेविस પર્વત એ ગ્રેટ બ્રિટનમાં સર્વથી મોટામાં મોટો છે. એ સિવાય નાના નાના

પહાડો ઘણા છે. **સ્કાટ્‌લાંદનો** ઉત્તર અને મધ્ય ભાગ પહાડી છે.

**મુખ્ય નદીઓ**—ट्वीद, फोर्थ, टे, दी, स्पे, नेस, क्लैद, અને निथ. એમાંની પહેલી છ નદીઓ **સ્કાટ્‌લાંદની** પૂર્વે સમુદ્રને મળે છે.

**મુખ્ય સરોવરો**—સુંદર સરોવરોને માટે **સ્કાટ્‌લાંદ** પ્રખ્યાત છે. સૌથી મોટું **સરોવર** लाकू लोमोन्द छे. એ સિવાય लाकू शिन, लाकू मारी, लाकू नेस, लाकू आवो, लाकू टे, વગેરે મોટાં સરોવર છે.

**મુખ્ય દ્વીપો**—ઉત્તરે आर्कनी અને શેટ્‌લાંદ, हेब्रिदीस, કે પશ્ચિમ द्वीप, વગેરે ઘણાક બેટ પશ્ચિમ કાંઠે છે.

**મુખ્ય ભૂશિરો**—दनेटहेद એ છેક ઉત્તર બિંદુ અને गालोवेनो मल એ છેક દક્ષિણ બિંદુ છે. એ સિવાય બીજી ઘણી છે.

**મુખ્ય અખાતો**—फोर्थ, टे, मोरे, क्लैद, सोल्वे, વગેરે અનેક અખાત કાંઠાપર છે.

**મુખ્ય શહેરો**—एदिनूबरो એ રાજધાની. ग्लासगो એ **સ્કાટ્‌-લાંદમાં** મોટામાં મોટું નગર છે. એ સૂતરાઉ કાપડ તથા વહાણ, એનૂજિન વગેરે યંત્રો બનાવવાનાં કારખાનાંને માટે પ્રખ્યાત છે. आवर्दीन અને दंदीमां શણનું કાપડ બનેછે. ग्रीनाक અને लीथ એ બે મોટાં બંદર છે. **આબર્દીન**, **એદિન્બરો**, **સેંત આંદ્રુસ**, અને **ગ્લાસગોમાં** યુનિવાર્સિટિઓ છે. पर्थ અને पेस्लीमां ઘણી જાતનો માલ બનેછે. डंफ्रीझ, फाल्कर्क, स्टार्लिंग, વગેરે ઘણાંક મોટાં શહેર છે.

**મુખ્ય નિકાસ**—ઇંગ્લાંદ પ્રમાણે.

---

## ( ३ ) आयर्लांद.

એ મોટો દ્વીપ છે. अल्स्टर, लीन्स्टर, मन्स्टर, અને कोनोट એવા એના ચાર પ્રાંત કરેલાછે. એ પ્રાંતોનાં ૩૨ પરગણાં કરેલાંછે.

**મુખ્ય પર્વતો**—ઉત્તર અને પશ્ચિમ કાંઠાપર છે. ઉંચામાં ઉંચા પર્વત केरि પ્રાંતમાં છે. પૂર્વ કાંઠે मोर्न અને विकूलो પર્વત છે.

**મુખ્ય નદીઓ**—फोइल અને वान એ ઉત્તરે વહેછે. बाइन,

લિફી, અને સ્લેના એ આઇરિશ સમુદ્રને મળેછે. સુઅર અને લી એ દક્ષિણ તરફ સમુદ્રને મળેછે. આયર્લાંદમાં સૌથી મોટામાં મોટી નદી શાનન છે તે કેટલાંક સરોવરમાં થઈને પશ્ચિમ તરફ આટ્લાંટિક મહાસાગરને મળેછે.

**મુખ્ય સરોવરો**—निआ, अर्न, मास्क, कारिब, री, दर्ग, किलार्नी, ઇત્યાદિ.

**મુખ્ય દ્વીપો**—ઉત્તરે राथ्लिन, પશ્ચિમે क्लुरबेट, आरान, અને वालेन्शिआ, ઇત્યાદિ.

**મુખ્ય ભૂશિરો**—क्लीअर, એ આયર્લાંદની દક્ષિણે એક બેટમાં છે. मालिन हेद એ આયર્લાંદનું છેક ઉત્તર બિંદુ. પૂર્વમાં फेरहेद, ઈત્યાદિ.

**મુખ્ય અખાત**—डोनिगल, स्लैगो, गाल्वे, बेल्फास्ट, फोइल, ઇત્યાદિ, બીજા ઘણા અખાત કાંઠાપર છે.

**મુખ્ય શહેરો**—રાજધાની डब्लिन, लिफी નદી ઉપર છે. એની પાસે किंग्सटाउन બંદર છે. દબ્લિનમાં એક યુનિવર્સિટિ છે. बेल्फास्टमां મણનું કાપડ સારૂં બનેછે. वाटर्फोर्ड, कार्क, અને તેની પાસે क्वीन्सटाउन, શાનન નદી ઉપર लिमरिक, અને लंदनदरी એ મોટાં શહેર છે.

આયર્લાંદ ખેતી અને ખનિજમાં ઇંગ્લાંદ અને સ્કાટ્લાંદની બરોબરી કરી શકતું નથી. પરંતુ શાકભાજીને માટે પ્રખ્યાત છે. ત્યાંની હવા એટલી તો અનુકૂળ છે અને વરસાદ એટલો બધો વરસેછે કે ત્યાંનાં ખેતરોમાં હમેશ લીલોતરી રહેછે. એ માટે એ દેશને કોઈ કોઈવાર લીલો ટાપુ કહેછે.

---

## २. फ्रान्स.

એનાં ૮૭ પરગણાં કીધેલાંછે.

**મુખ્ય પર્વતો**—पिरीनीझ, ફ્રાન્સ અને સ્પેનની વચ્ચે છે. आल्प्स ફ્રાન્સને ઇતાલિ તથા સ્વિટ્ઝર્લાંદથી જુદો પાડેછે.

**મુખ્ય નદીઓ**—સીન એ ઇંગ્લિશ ચાનલને મળેછે. લુઓર અને ગારોન બિસ્કેના ઉપસાગરને મળેછે. ર્‍હોન એ લૈઓન્સ અખાતને મળેછે.

**મુખ્ય દ્વીપો**—कार्सीका, हिरीस्न, अशन्ट, ઇત્યાદિ.

**મુખ્ય ભૂશિરો**—લાહોગ અને બાર્ફ્લુર એ ફ્રાન્સની ઉત્તરે છે, ઈત્યાદિ.

**મુખ્ય અખાતો તથા ઉપસાગરો**—बिस्केनो ઉપસાગર એ ફ્રાન્સની પશ્ચિમે છે લૈઓન્સ અખાત એ ફ્રાન્સની દક્ષિણે છે.

**મુખ્ય શહેરો**—पारिस એ **સીન** નદી ઉપર છે. એ ફ્રાન્સની રાજધાની છે અને આખી દુનિયામાં સૌથી સુંદર શહેર છે. रुएन, लाइल, टूलुस, અને બીજાં ઘણાં શહેરો મોટાં છે અને વેપાર તથા કારખાનાંને માટે પ્રખ્યાત છે. शर्बर्ग અને ब्रेस्ट એ બે આટ્લાંટિક મહાસાગર ઉપર નૌકાસૈન્યનાં ઠેકાણાં છે. नान्टूस એ લુઓર નદીને કાંઠે વેપારનું સ્થળ છે. ગારોન નદીને કાંઠે बोर्डो પણ વેપારનું સ્થળ છે. એમાં દ્રાક્ષનો દારૂ સારો થાયછે, અને બીજા દેશમાં ઘણો મોકલવામાં આવેછે. ભૂમધ્ય સમુદ્ર ઉપર मार्सेल्स અને तुलोन નામે બે મોટાં બંદર છે. ફ્રાન્સમાં બીજે નંબરે મોટામાં મોટું નગર लओन्स કરીને ર્‍હોન અને **સોન** નદીઓના સંગમ ઉપર છે. એમાં રેશમી વણાટનાં કારખાનાં છે.

ફ્રાન્સના લોક ઘણા હોશિઆર અને ઉદ્યોગી છે. આખી દુનિયામાં અતિ રસાળ અને બળવાન દેશોમાં એ દેશ ગણાયછે. ફ્રેંચ કે ફ્રાન્સિસ લોક સઘળા હુનર અને વિદ્યામાં કુશળ છે.

**મુખ્ય નિકાસ**—દ્રાક્ષનો દારૂ, રેશમી, સણનું અને ઊનનું કાપડ, કોર, કાચ, મેવા, આભૂષણ, ઈત્યાદિ.

---

## ૩. સ્પેન.

**સ્પેન** અને **પોર્તુગાલ** એ ફ્રાન્સની દક્ષિણે દ્વીપકલ્પ છે. **સ્પેન**ના ૪૯ પ્રાંત કરેલાછે.

**મુખ્ય પર્વત**—પિરીનીઝ ફ્રાન્સ અને સ્પેનની વચ્ચે છે. એ સિવાય બીજા ઘણા પહાડ છે.

**મુખ્ય નદીઓ**—દૂરો, ટેગસ, અને બીજી નદીઓ આટ્લાંટિક મહાસાગરને મળેછે. ઇબ્રો ભૂમધ્ય સમુદ્રને મળેછે.

**મુખ્ય દ્વીપો**—બલીઆરી ટાપુઓ (માજોર્કા, મિનાર્કા, ઐવિઝા, અને ફૂાર્મેન્ટેરા) ભૂમધ્ય સમુદ્રમાં છે. આટ્લાંટિક મહાસાગરમાં કાનેરી ટાપુઓ છે.

**સામુદ્રધુની**—જિબ્રાલ્ટરની સામુદ્રધુની સ્પેન અને આફ્રિકાની વચ્ચે છે, ને તે આટ્લાંટિક મહાસાગરને અને ભૂમધ્ય સમુદ્રને જોડેછે.

**મુખ્ય ભૂશિરો**—ઓર્ટેગલ એ છેક ઉત્તર બિંદુ અને ફિનિસ્ટેર એ છેક પશ્ચિમ બિંદુ છે. દક્ષિણે ટ્રફાલગર, ક્રૂસ એ સ્પેનનું છેક પૂર્વબિંદુ, અને ટરિફા એ સ્પેનનું અને યૂરોપનું છેક દક્ષિણ બિંદુ છે.

**મુખ્ય શહેરો**—માદ્રિદ એ માંઝનરીઝ નદીને કાંઠે રાજધાની છે. ટોલીડો એ ટેગસ નદી ઉપર છે. સાલામાંકામાં એક યુનિવર્સિટિ છે. સારાગોસા એ ઇબ્રો નદીને કાંઠે છે. એ સિવાય સેવિલ અને ગ્રાનેડા એ બે મોટાં નગર છે. બાર્સીલોના, બાલેન્શિઆ, કેડિઝ, કોરન્ના વગેરે મોટાં બંદર છે. જિબ્રાલ્ટર એ જિબ્રાલ્ટરની સામુદ્રધુની ઉપર ઘણો મોટો કિલ્લો છે તે ઇંગ્રેજને તાબે છે.

સ્પેનના લોક આળસુ છે અને યૂરોપમાં તેમનો ઘણો ભારબોજ નથી. તેઓ સ્પાનિશ ભાષા બોલેછે.

**મુખ્ય નિકાસ**—ધાન્ય, ઘોડા, તલવારનાં પાનાં, ચામડાં, રેશમ, ઊન, દ્રાક્ષનો દારૂ, બદામ, નારંગી, અને બીજો મેવો. સ્પેનમાં ખનિજો પુષ્કળ છે.

---

## ૪. પોર્તુગાલ.

એમાં ૧૦ પ્રાંત છે.

**મુખ્ય નદીઓ**—ડૂરો અને ટેગસ એ બંને આટ્લાંટિક મહા-

સાગરને મળેછે.

**મુખ્ય દ્વીપો**—आझोर्स, मदीरा, અને केपवर्द એટ **આટ્લાંટિક** મહાસાગરમાં છે.

**મુખ્ય ભૂશિર**--सेंटविन्सेंट એ દક્ષિણે; सांतामेरिया એ **પોર્તુગા**લનું છેક દક્ષિણ બિંદુ છે. रोका એ યૂરોપનું છેક પશ્ચિમ બિંદુ છે.

**મુખ્ય શહેર**—लिस्बोन એ રાજધાની ટેગસ નદીના મુખ ઉપર છે. ओपोर्टो એ દૂરો નદી ઉપર છે. એમાં દ્રાક્ષનો દારૂ સારો થાયછે. कोइंब्रामां યુનિવર્સિટિ છે.

**પોર્તુ**ગાલના પર્વતોમાંથી ખનિજ નીકળેછે. **સ્પે**નના લોકો કરતાં **પોર્તુ**ગાલના લોક* વધારે ઉદ્યોગી છે. તેઓ **પોર્તુ**ગીઝ ભાષા બોલેછે. તેમનાપર રાજાનો અમલ છે.

**મુખ્ય નિકાસ**—દ્રાક્ષનો દારૂ, ઊન, બદામ, નારંગી અને બીજો મેવો, રેશમી કાપડ, ઇત્યાદિ.

---

## ૯. बेल्जियम.

એ ફ્રાન્સની ઈશાન કોણમાં નાનો દેશ છે. એમાં ૯ પ્રાંત છે.

**મુખ્ય નદીઓ**—म्युस ( અથવા મઉસ ) અને शेल्ट એ બંને જર્મન સાગરને મળેછે.

**મુખ્ય શહેરો**—ब्रसेल्स એ સેન્ન નદીને કાંઠે કોર કે ફીત અને શેતરંજીના વણાટને માટે પ્રખ્યાત છે. आन्टवर्प એ શેલ્ટ નદી ઉપર વેપારનું સ્થળ છે. मालीन्स ( અથવા મેશલિન ) એ કોર અને સણના કાપડને માટે પ્રખ્યાત છે. घेन्ट એ લિસ અને શેલ્ટ નદીઓના સંગમ ઉપર છે તેમાં હુનરનાં કારખાનાં છે. लीएजમાં લુહારકામ તથા ઘડિઆળો બનેછે. મુખ્ય બંદર ओस्तेन्द છે.

કોર, ફીત, અને બીજા સુંદર વણાટનાં કારખાનાંને માટે બેલ્જિયમ પ્રસિદ્ધ છે. એમાં કોયલા અને લોઢાની ખાણો પુષ્કળ છે.

---

* એ લોકને કેટલાક ફીરંગી કહેછે, પણ યુરોપના સઘળા લોકને એશિઆમાં ફીરંગી કહેછે. ગૂ. ફ્રાં.

બેલ્જિયમમાં ખેતી સારી થાયછે. એ દેશની વસ્તી યૂરોપના બીજા દેશો કરતાં વધારે ઘાડી છે. લોકો અડધા ફ્રેંચ અને અડધા વલંદા છે. તેઓ ઉદ્યોગી અને હુનરમાં કુશળ છે. તેમનાપર રાજાનો અમલ છે.

---

## ૬. હોલાંદ અથવા નેધર્લાંદ.

એ નાનું રાજ્ય બેલ્જિયમની ઉત્તરે છે. હોલાંદનો રાજા બેલ્જિયમની દક્ષિણે અને ફ્રાન્સ તથા જર્મનિની વચ્ચે આવેલા લુક્સેમ્બર્ગ નામે પરગણાનો ઠાકોર પણ છે. હોલાંદના ૧૧ પ્રાંત કરેલાછે.

**મુખ્ય નદીઓ**—म्यूस ( અથવા **મઉસ** ), र्‍हाइन, અને શેલ્ટ એ ત્રણ જર્મન સમુદ્રને મળેછે.

**મુખ્ય દ્વીપો**—वाल्केरन, टेक्सल, અને બીજા ઘણાક ટાપુઓ દરિયા વડે જમીનથી જુદા પડેલાછે.

**મુખ્ય નગરો**—आमृस्टर्डाम એ **વાઈ** નદી ઉપર રાજધાની છે, અને મોટા વેપારનું સ્થળ છે. रोटर्डाम **મ્યુસ** ( અથવા **મઉસ** ) નદી ઉપર વેપારની જગ્યા છે. વાયવ્ય કોણમાં हेग નામે શહેર છે તેમાં સરકારી મુખ્ય કચેરી છે. હેગ પાસે लेडन છે. लेदन, युट्रेक्ट અને ग्रानिंगन એ ત્રણ નગરીઓમાં યુનિવર્સિટિઓ છે.

હોલાંદ સપાટ દેશ છે. તેમાં ઘણા ઉપસાગર છે. ભરતીનું પાણી દેશપર ફરી વળતું અટકાવવાને વાસ્તે પાળ કે બાંધકામ કર્યાંછે. વેપારનો માલ વગેરે લઈ જવાને સારૂ ઘણી નહેરો ખોદેલીછે.

હોલાંદના રહેવાશીઓને આપણા લોક **વલંદા** કહેછે. ઇંગ્રેજીમાં તેમને ડચ કહેછે. તેઓ જર્મન ભાષાને કંઇક મળતી પોતાની જુદીજ ભાષા બોલેછે. તેઓ ઉદ્યોગી અને હોશિઆર છે. તેઓ બાગબગીચા તથા ખેતીનાં કામમાં કુશળ છે, અને બહાદુર વહાણવટીઓ છે.

વલંદા અને બેલ્જિયમના લોક બારીક * હુનરમાં, તેમાં વિશેષે

---

* કેટલાક કીસબમાં ઝીણી ને સુંદર કારીગરી છે, જેમ કે નકસી કોતરવાનું, છબી ચીતરવાનું, ગાયન વગેરે, તેવાને બારીક હુનર કહેછે. ગૂ. ટ્રાં.

કરીને ચિત્રવિદ્યામાં ચઢીઆતા છે. સઘળા હુનર અને યંત્રશાસ્ત્રમાં તેઓ કુશળ છે.

**મુખ્ય નિકાસ**—ઢોર અને દરિયાઈ માછલી. માછલાં પકડવાને સારૂ વલંદા લોક વહાણો લઈ સમુદ્ર ફરેછે.

## ૭. जर्मनि.

એની પૂર્વે રૂશિઆ, અગ્નિકોણમાં અને દક્ષિણે આસ્ત્રિયા અને સ્વિતૂઝર્લાંદ, પશ્ચિમે ફ્રાન્સ, બેલ્જિયમ, અને હોલાંદ, અને ઉત્તરે ઉત્તર સમુદ્ર, જેનું બીજું નામ જર્મન સાગર છે તે, દેન્માર્ક, અને બાલ્ટિક સમુદ્ર છે.

જર્મનિમાં ઘણાં રાજ્યો છે, તેઓ એક બીજાં જોડે સામાન્ય હિતથી બંધાયલાંછે. એમાં સર્વથી મોટું રાજ્ય પ્રુશિઆનું છે. હાલ પ્રુશિઆના મહારાજને જર્મનિના બીજા રાજાઓએ પોતાનો ઉપરી એટલે મહારાજાધિરાજ નીમ્યોછે.

જર્મનીમાં મોટાં ચાર સંસ્થાનો નીચે પ્રમાણે છે.—

| मोटां राज्य. | मुख्य शहेर. |
|---|---|
| प्रुशिआ. | बर्लिन. |
| साक्सनि. | ड्रेस्दन. |
| बावेरिआ. | म्युनिच. |
| वर्टेम्बर्ग. | स्टटगार्ट. |

એ ચાર સંસ્થાનોના અધિપતિ મહારાજ કહેવાયછે.

એ ચાર મોટાં રાજ્યો ઉપરાંત બીજાં નાનાં ૧૯ સંસ્થાનો અને ત્રણ સ્વતંત્ર શહેરો છે. આલ્સેસ અને લુરેન પ્રાંતો ફ્રાન્સ પાસેથી હાલમાં જીતી લીધાછે.

જર્મનિ ઘણું કરીને અતિ વિસ્તીર્ણ સપાટ દેશ છે, પરંતુ દક્ષિણે અને પશ્ચિમે પર્વતોની હાર આવેલીછે, તથા એ દેશનાં વર્ટેમ્બર્ગ, અને બાવેરિઆ સંસ્થાનો આલ્પ્સપર્વતની શાખાઓની લગોલગ છે.

**મુખ્ય નદીઓ**—विस्तुला અને ओदर એ બંને બાલ્ટિક સમુ-

દ્રને મળેછે. एल्ब, षीसर, અને न्हाइन એ ત્રણ નદીઓ ઉત્તર સ-મુદ્ર (જર્મન સાગર) ને મળેછે. મોટી दान्युब નદી જર્મનિની દક્ષિણે વર્ટેમબર્ગ અને બાવેરિઆ સંસ્થાનોમાં થઈ આસ્ત્રિઆમાં જાયછે.

જર્મનિના તાબામાં મોટામાં મોટો બેટ રૂગેન બાલ્ટિક સમુ-દ્રમાં છે.

**મુખ્ય શહેરો**—डानूटझिग, विस्टुला નદીના મુખ આગળ છે. એ અનાજના વેપારનું મોટું ઠેકાણું છે. ब्रेस्ला, फ्रान्कफोर्ट, અને स्टेटिन ઓદર નદી ઉપર. बर्लिन, સ્પ્રી નદીને કાંઠે જર્મનીની રા-જધાની છે, અને એમાં યુનિવર્સિટિ છે. ड्रेस्दन, સાક્સનિની રાજ-ધાની છે; मागदीबर्ग એ મજબૂત કિલ્લો છે; એ બંને એલ્બ નદીને કાંઠે છે; हामबर्ग એલ્બ નદી ઉપર; એ સ્વતંત્ર શહેર જર્મનિમાં મોટા વેપારનું ઠેકાણું છે. आल्टोना એલ્બ નદીને કાંઠે. ब्रेमेन વીસર નદીને કાંઠે સ્વતંત્ર શહેર છે. फ्रान्कफोर्ट મેઈન નદીને કાંઠે. स्ट्रास्बर्ग અને कोलोन ન્હાઇન નદી ઉપર. मेट्झ મોઝેલ નદી ઉપર. એ સિવાય लीपझिक, સાલ નદીને કાંઠે हाल, गोटिंगन, અને म्युनिच (બાવેરિઆની રાજધાની) એ ચાર શહેરોમાં યુનિવર્સિ-ટિઓ છે. कील; ल्युबेक એ સ્વતંત્ર શહેર ટ્રેવ નદીને કાંઠે છે; स्ट्रालसेन्द; અને कोनिग्सबर्ग એ ચારે બાલ્ટિક સમુદ્રને કાંઠે કે કાંઠાપાસે મોટાં બંદર છે.

જર્મનિની ભૂમિ ઘણું કરી રસાળ છે, અને તેમાંથી ખનિજો પુ-ષ્કળ નીકળેછે. લોકો ઉદ્યોગી, હુનર તથા લડાઇના કામમાં પ્રસિદ્ધ છે. એ માટે યૂરોપખંડમાંનાં અતિ બળવાન રાજ્યોમાંનું એક રાજ્ય જર્મનિ છે.

**મુખ્ય નિકાસ**—સણ, ઊન, ઇમારતી લાકડું, ધાન્ય, તમાકુ, જસત, મદિરા, મીઠું, કેરોસેન તેલ, અને ઢોર. પ્રુશિઆને કિ-નારે અમ્બર જડેછે. જર્મનિમાં અનેક જાતનો કીમતી માલ પુષ્કળ બનેછે, તેમાં વિશેષે કરીને સણનાં અને ઊનનાં અને હીરાગળ કાપડ, યંત્રો, ચીનાઈ વાસણ, રમકડાં, સુગંધીમય પદાર્થો, વાજિંત્રો અને વિદ્યાને ઉપયોગનાં યંત્રો.

---

## ૮. देन्मार्क.

देन्मार्क નાનો દેશ છે. એ દેશ બાલૂટિક સમુદ્ર અને ઉત્તર સમુદ્રની વચ્ચે જર્મનિમાંથી ફૂટેલા દ્વીપકલ્પનો ઉત્તર ભાગ (જતૂલાંદ) તથા કેટલાક ટાપુઓ મળીને થયેલો છે.

**મુખ્ય દ્વીપો**--झीलांद, फ्युनेन, लालांद, ઈત્યાદિ. **આટૂલાંટિક** મહાસાગરમાં **ગ્રીનલાંદની** પૂર્વે ऐसलांद કરીને બેટ છે તેમાં हेकूला નામે જ્વાળામુખી પર્વત છે. **ઐસલાંદની** દક્ષિણે फेरो બેટ છે.

**મુખ્ય સામુદ્રધુનિઓ**—सौन्द, એ **સ્વીદન** અને **ઝીલાન્દની** વચ્ચે છે. ग्रेटबेल्ट એ **ઝીલાંદ** અને **ફ્યુનેન** બેટોની વચ્ચે છે. लिटलबेल्ट એ **ફ્યુનેન** અને **જર્મનિમાં સ્લેસ્વિગની** વચ્ચે છે. काटीगाट એ **જતૂલાંદ** અને **સ્વીદનની** વચ્ચે છે. स्कागराक એ **જતૂલાંદ** અને **નાર્વેની** વચ્ચે છે.

**મુખ્ય અખાત**--लिम्फयोर्द જતૂલાંદમાં છે.

**મુખ્ય શહેર**--कोपन्हेगन, એ રાજધાની **ઝીલાંદ** બેટમાં છે. एलूसिनोर પણ **ઝીલાંદમાં** છે.

દેન લોક **સ્વિદ** અને **નાર્વેના** રહેવાશીઓને મળતા છે, અને તેમની ભાષા **નાર્વે** અને **સ્વીદનની** ભાષાને મળતી છે. તેમના પર રાજાનો અમલ છે. તેઓ ઉદ્યોગી અને હોશિઆર છે, તથા કુશળ વહાણવટી છે.

**મુખ્ય નિકાસ**—ઢોર અને ધાન્ય.

---

## ૯. स्वीदन અને नार्वे.

**સ્વીદન** અને **નાર્વેને** કોઈ કોઈ વાર स्कांदिनेविआ કહે છે. એ બંને દેશો મળી દ્વીપકલ્પ થયેલો છે, તેની ઉત્તરે **ઉત્તર મહાસાગર**, પશ્ચિમે **આટૂલાંટિક** મહાસાગર અને ઉત્તર સમુદ્ર, દક્ષિણે **સ્કાગરાક**, **કાટીગાટ**, અને **સૌંદની** સામુદ્રધુની, અને પૂર્વે **બાલૂટિક** સમુદ્ર, **બોથનિઆ** અખાત, અને **ફિનૂલાંદ** છે.

એ બંને દેશો મળી એક રાજ્ય થયેલુંછે.

## સ્વીદન.

એ દેશ નાર્વેની પૂર્વે છે અને તેનાથી મોટો છે. એના ત્રણ પ્રાંતો કરેલાછે.

**મુખ્ય શાહેર**—સ્ટાકહોમ, એ રાજધાની, **મીલર** સરોવર અને બાલ્તિક સમુદ્રના સંગમ ઉપર; **સ્ટાકહોમની** ઉત્તરે અપ્સલા; એમાં યુનિવર્સિટિ છે; ગોટબર્ગ એ **સ્ટાકહોમથી** ઉતરતું વેપારનું મથક છે; અને કાર્લસ્કોના એ **સ્વીદ**ન નૌકાસૈન્યનું સ્થળ છે.

**મુખ્ય સરોવરો**—વેનર, વેટર, અને મીलर.

**મુખ્ય ટાપુઓ**—ગાથલાંદ અને ઓલાંદ.

## નાર્વે.

એના છ પ્રાંત કરેલાછે.

એ દેશ પહાડી છે. એ પર્વતો ઉત્તર દક્ષિણ આવેલાછે. ઉત્તર ભણીના ડુંગરોને કોલન પર્વત કહેછે, તે એની અને **સ્વીદનની** વચ્ચે છે.

**મુખ્ય દ્વીપ**—માજીરો અને લોફોદન સમૂહ; આખો કાંઠો નાના નાના બેટથી ભરપૂર છે અને અખાત તથા ઉપસાગરથી ખંડિત થયેલોછે.

**સ્વીદનની** પેઠે **નાર્વે**માં પણ ઘણાં સરોવર છે, પરંતુ તેમાંનાં ઘણાંખરાં **સ્વીદ**નનાં સરોવર કરતાં નાનાં છે.

**મુખ્ય ભૂશિરો**—નોર્દકિન એ યૂરોપખંડનું છેક ઉત્તર બિંદુ છે. उत्तर भूशिर એ ઉત્તરે અને નેજ્ઞ દક્ષિણે છે.

**મુખ્ય શાહેરો**—ક્રિસ્તિઆના એ રાજધાની છે. બર્ગન એ વેપારનું સ્થળ છે. **નાર્વેની** ઉત્તરે હામર્ફેસ્ટ નામે શહેર યૂરોપખંડમાં સર્વેથી ઉત્તરમાં છે. એમાં ઊનાળામાં બે માસ સૂધી સૂર્ય આથમતોજ નથી.

એ બંને દેશોના લોકો ઉદ્યોગી અને હોશિઆર છે તથા દેન લોકની પેઠે કુશળ વહાણવટી છે.

**સ્વીદન તથા નાર્વેનો મુખ્ય નિકાસ**—લોઢું, ખૂનદાણા, રૂપું, ધાન્ય, ઇમારતી લાકડું, ઇત્યાદિ. **સ્વીદન**ની લોઢાની ખાણો આખી દુનિયામાં અતિ પ્રસિદ્ધ છે.

---

## ૧૦. યરોપી રુશિઆ.

એની ઉત્તરે ઉત્તર મહાસાગર અને **નાર્વે**, પશ્ચિમે **બોથનિઆ** અખાત, **બાલ્ટિક** સમુદ્ર, **પ્રુશિઆ**, **આસ્ટ્રિઆ** અને **મોલ્દવિઆ**, દક્ષિણે **કાળો** સમુદ્ર અને **કાકેસસ** પર્વત, અને પૂર્વે **કાસ્પિઅન** સમુદ્ર, **યરલ** નદી અને યૂરલ પર્વત છે.

**કાસ્પિઅન** સમુદ્ર, **યૂરલ** નદી અને **યૂરલ** પર્વતની પૂર્વે એશિઆઈ રૂશિઆના પ્રાંતો છે, તેમનું વર્ણન પાછળ કરી ગયા છીએ. **કાકેસસ** પર્વતની દક્ષિણના રૂશિઆના પ્રાંતનું વર્ણન પણ પાછળ કરેલુંછે. **યૂરોપી** રૂશિઆના ૫૩ પ્રાંતો છે, તેમાં **ફિન્લાંદ**, અને **પોલાંડ** નામે પહેલાં સ્વતંત્ર રાજય હતું તે આવેલાછે.

**મુખ્ય પર્વત**—કાકેસસ, એ યૂરોપમાં ઊંચામાં ઊંચા પર્વત છે, અને **યૂરલ** પર્વત.

**મુખ્ય નદીઓ**—દ્વીના એ શ્વેત સમુદ્રને મળેછે. **વિશ્ચુલા** (વિસ્ટુલા) એ રૂશિઆમાં ને **પ્રુશિઆ**માં વહી **બાલ્ટિક** સમુદ્રને મળેછે નિપર એ **કાળા** સમુદ્રને મળેછે. ડોન એ **આઝોફ** સમુદ્રને મળેછે. **વોલ્ગા** અને **યૂરલ** એ બંને નદીઓ **કાસ્પિઅન** સમુદ્રને મળેછે.

**મુખ્ય દ્વીપ**—સ્પિટ્સ્બર્ગન અને નોવાઝેમ્બ્લા, એ ઉત્તર મહાસાગરમાં છે.

**મુખ્ય સરોવરો**—લાદોગા, ઓનીગા, ઇલ્મેન્ ઇત્યાદિ. યુરોપમાં મોટામાં મોટું મીઠા પાણીનું સરોવર **લાદોગા** છે; અને **કાસ્પિઅન** સમુદ્ર આખી દુનિયામાં મોટામાં મોટું ખારા પાણીનું સરોવર છે. યુરોપી રૂશિઆ અને **એશિઆઈ** રૂશિઆથી લગભગ એની હદ થયેલીછે.

**મુખ્ય સામુદ્રધુની**—કર્ટ્ચ એ **આઝોફ** સમુદ્ર અને **કાળા** સમુદ્રને જોડેછે.

**મુખ્ય અખાતો અને ઉપસાગરો**—आर्खेंजल અને ઓનીગા નામે ઉપસાગર **શ્વેત** સમુદ્રમાં છે. बोथूनिआ, फिन्लांद, અને रैगा અખાતો બાલ્ટિક સમુદ્રમાં છે. पेरीकापअखात **ક્રિમીઆ** અને રૂશિઆની વચ્ચે છે.

**મુખ્ય શહેરો**—सेंतपीतर्सबर्ग, એ હાલની રાજધાની **નીવા** નદી ઉપર છે. એ શહેર સને ૧૭૦૩ માં મહાન **પીતરે** વસાવ્યું. એની પાસે તથા **નીવા** નદીઉપર क्रोन्स्टाट નામે મજબૂત કિલ્લો છે. વસ્તીમાં सेंतपीतर्सबर्गथी ઊતરતું मोस्को શહેર મોસ્કવા નદી ઉપર છે. એ રૂશિઆની જૂની રાજધાની છે. वार्सा એ પોલાંદની રાજધાની **વિશ્ચુલા** નદી ઉપર છે. रैगा, એ **દ્રીના** નદીઉપર મોટું બંદર છે. ત્યાં એ નદી રૈગા અખાતને મળેછે. आर्खेंजल **દ્રીના** નદી ઉપર બંદર છે. ત્યાં એ નદી **શ્વેત** સમુદ્રને મળેછે. आस्त्राखान, એ **વો**લ્ગા નદી ઉપર બંદર છે. ત્યાં એ નદી **કાસ્પિ** સમુદ્રને મળેછે. ओदेस्सा એ **કાળા** સમુદ્રના કાંઠા ઉપર બંદર છે; અને सेबास्तपोल એ **ક્રિમીઆ** દ્વીપકલ્પને કાંઠે નૌકાસૈન્યનું સ્થળ છે.

રૂશ લોક **યૂરોપ**ની બીજી પ્રજા જેટલા સુધરેલા નથી. રાજ્યના મોટા વિસ્તાર અને બળે કરીને તે **યૂરોપ**નાં અતિ બળવાન કે મુખ્ય રાજ્યોમાં ગણાયછે. એ દેશ ઉપર અધિકાર ચલાવનાર પાદશાહને **ઝાર** કહેછે, અને એની ઇચ્છા પ્રમાણે ધારા બાંધવા વગેરેનું સઘળું કામ ચાલેછે. રૂશલોકની પુષ્કળ જાતો છે, તેમાંની ઘણીક સ્લાવ છે; ઉત્તરે અને દક્ષિણે મુગલ કે તાતાર લોક વસેછે. રૂશ રાજ્યમાં ઘણીક ભાષાઓ બોલાયછે, પરંતુ સાધારણ ભાષા રૂશ છે.

**મુખ્ય નિકાસ**—ધાન્ય, સણ, ભીંડી, ઇમારતી લાકડું, ચરબી, તેલ, ઊન, ચામડાં, સલોમચર્મ(રૂવાંટીવાળાં ચામડાં), ભરત ભરવાનું લૂગડું, દોરડાં, ડામર, પારદર્શક સરેસ, ઇત્યાદિ. રૂશિઆમાં ખેતી અને ચારો સારો થાયછે. **યૂરલ** પર્વતમાં ધાતુની સારી ખાણો છે. હાલમાં હુનર દાખલ થતા જાયછે.

## ૧૧. आस्त्रिआ अने हंगारि.

આસ્ત્રિઆ અને હુંગરિ એ બંને દેશો મળીને મોટું બળવાન રાજ્ય થયેલુંછે. તેનો અધિપતિ આસ્ત્રિઆનો મહારાજાધિરાજ અને હુંગરિનો મહારાજ કહેવાયછે. આસ્ત્રિઆની પૂર્વે હુંગરિ છે. એ બંને દેશોની ઉત્તરે રૂશિઆ અને જર્મનિ, પશ્ચિમે જર્મનિ, સ્વિત્ઝર્લાંદ અને ઇતાલિ, દક્ષિણે ઇતાલિ, આદ્રિઆતિક સમુદ્ર અને તુર્કસ્તાન, અને પૂર્વે તુર્કસ્તાન અને રૂશિઆ છે.

આસ્ત્રિઆના રાજ્યના ૧૭ પ્રાંતો કરેલાછે, તેમાં પોલાંદના જૂના રાજ્યના તાબાના બે પ્રાંતો આવેલાછે. હુંગરિના રાજ્યના પાંચ પ્રાંતો કરેલાછે.

એ દેશ ઘણોજ પહાડી છે. પશ્ચિમે અને દક્ષિણે आल्प्स પર્વત, અને હુંગરિની લગભગ બે બાજૂએ कार्पेथिअन પર્વત એ મુખ્ય છે.

**મુખ્ય નદીઓ**—दान्युब એ જર્મનિમાંથી નીકળી આસ્ત્રિઆમાં જાયછે. इन्न, द्रव, थीस, सेव, ઇત્યાદિ નદીઓ દાન્યુબને મળેછે.

**મુખ્ય સરોવર**—बालेटनसी, न्यूसीडलरसी, ઇત્યાદિ.

**મુખ્ય શહેર**—विएना,એ સુંદર રાજધાની દાન્યુબ નદી ઉપર છે. અને प्रेस्बर्ग, ब्युडा ( અથવા ઓફેન ), અને પેસ્થ પણ દાન્યુબ નદી ઉપર છે. પેસ્થ એ હુંગરિના રાજધાની છે. प्रेग એ બોહીમિઆ પ્રાંતની રાજધાની છે. इन्स्ब्रुक એ તિરલ પ્રાંતમાં યુનિવર્સિટિને માટે પ્રસિદ્ધ છે. त्रिएस्त એ આદ્રિઆટિક સમુદ્રને કિનારે મોટું બંદર છે. डेब्रेकूज़िन એ હુંગરિમાં હુબરી માલને માટે પ્રખ્યાત છે.

આસ્ત્રિઆના રાજ્યમાં જર્મનોના હાથમાં રાજ્યસત્તા છે, અને હુંગરિમાં મુગલ જાતના મગિઆર લોકના હાથમાં મુખ્ય રાજ્યસત્તા છે. પરંતુ આસ્ત્રિયા અને હુંગરિમાં સ્કલેવોનિઅન લોકની વસ્તી પુષ્કળ છે. નૈરુત્ય કોણમાં ઇતાલિઅન જાતના લોકની અને અગ્નિ કોણમાં ગ્રીક વગેરેની વસ્તી પુષ્કળ છે.

**મુખ્ય નિકાસ**—ધાન્ય, સણ, ધાતુ, ઓલીવનું તેલ, મેવો, દ્રાક્ષનો દારૂ, લાકડાં, ઊન, લોઢાનો સામાન, હથિઆર, યંત્રો, વગેરે.

આસ્ત્રિઆ અને હુંગરિની ભૂમિ રસાળ છે અને તેમાં સઘળી જાતના ધાતુઓની મોટી ખાણો છે.

---

## ૧૨. સ્વિત્ઝર્લાંદ.

એ નાનો દેશ છે. એની ઉત્તરે અને પૂર્વે જર્મનિ અને આસ્ત્રિઆ, દક્ષિણે ઇતાલિ અને પશ્ચિમે ફ્રાન્સ છે.

એના ૨૨ ભાગ કરેલાછે.

યૂરોપના સઘળા દેશો કરતાં એ દેશ વધારે પહાડી છે. એમાં આલ્પ્સ પર્વતની ત્રણ મોટી હાર છે. આલ્પ્સ પર્વતનું મોંબ્લાં નામે ઊંચામાં ઊંચું શિખર ફ્રાન્સમાં છે. ત્યાં ફ્રાન્સ, સ્વિત્ઝર્લાંદ, અને ઇતાલિની સરહદો મળેછે.

**મુખ્ય નદીઓ**—ऱ्हाइनઅનેऱ्होन. પરંતુયૂરોપ ખંડમાં સ્વિત્ઝર્લાંદ મોટો જળક્ષેત્ર પ્રદેશ છે, અને ऱ्हाइन તથા ऱ्होन સિવાય સ્વિસ આલ્પ્સનું બરફ ઓગળવાથી दान्युब અને પો નદીઓને પાણી મળેછે.

**મુખ્ય સરોવરો**—कोन्स्टन्स, એની પાસે થઈને ऱ्हाइन નદી વહેછે; जिनीवा, એની પાસે થઈને ऱ्होन નદી વહેછે. એ સિવાય બીજાં સુંદર સરોવરો ઘણાં છે.

**મુખ્ય શહેરો**—जिनीवा એ ऱ्होन નદીઉપર છે. આંહિ એ નદી જિનીવાસરોવરમાંથી નીકળેછે. એ શહેરમાં ઘડિઆળ અને ઘરેણાં સારાં બનેછે. बेसल (બાસ્લી અથવા બાલ) એ ऱ्हाइन નદી ઉપર છે. એ રેશમના વેપારને માટે પ્રસિદ્ધ છે. बर्न એ આર નદી ઉપર રાજધાની છે. झुरिचમાં યુનિવર્સિટિ છે.

ઘણાખરા સ્વિસ લોક જર્મન કુળના છે, પરંતુ ઘણાક ફ્રેંચ અને કેટલાક ઇતાલિઅન છે. લોકો હોશિઆર અને ઉદ્યોગી છે.

એ દેશમાં મુખ્યત્વે ખેતી સારી થાયછે, પરંતુ કેટલોક હુનરી માલ પણ થાયછે.

**મુખ્ય નિકાસ**—રેશમ, ઘડિઆળ, અલંકાર, ભરતકામ, ઢોર, ઈમારતી લાકડું, ઈત્યાદિ.

---

## ૧૩. इतालि.

ઇતાલિ દ્વીપકલ્પની આકૃતિ મનુષ્યના પગ જેવી છે. એની ઉત્તરે આલ્પ્સ પર્વત છે તે આસ્ત્રિઆ અને સ્વિત્ઝર્લાંદથી એને જુદો પાડેછે; પશ્ચિમે ફ્રાન્સ અને ભૂમધ્ય સમુદ્ર, દક્ષિણે ભૂમધ્ય સમુદ્ર, અને પૂર્વે આદ્રિઆટિક સમુદ્ર, તથા આસ્ત્રિઆ છે.

એ દેશ ઉપર રાજાનો અમલ છે અને હાલમાં એના ૬૯ પ્રાંતો કરેલાછે.

**મુખ્ય પર્વતો**--ઉત્તરે आल्प्स; आपीनैन्स, એ ઇતાલિની દક્ષિણોત્તર આવેલાછે. નેપલ્સની પાસે विसुवियस અને સિસિલિમાં एट्ना એ બે જ્વાળામુખી પર્વત છે.

**મુખ્ય નદીઓ**-पो અને आदिज, એ બંને આદ્રિઆતિક સમુદ્રને મળેછે. आर्नो અને तैबर એ બંને ભૂમધ્ય સમુદ્રને મળેછે.

**મુખ્યદ્વીપો**—सिसिलि, એ બેટ ઇતાલિની દક્ષિણે ત્રિકોણાકારે છે; ભૂમધ્ય સમુદ્રમાં એ મોટામાં મોટો બેટ છે. सार्दिनिआ, एल्बा, ઈત્યાદિ. સિસિલિની દક્ષિણે माल्ता અને गोझो ઇંગ્રેજના તાબામાં છે.

**મુખ્ય સરોવરો**--गार्दा, कोमो, અને माजिओरी. એ સિવાય બીજાં ઘણાં સુંદર સરોવરો છે.

**મુખ્ય ભૂશિરો**--स्पार्तिवेन्तो, ઇતાલિની દક્ષિણે; पास्सारो, સિસિલિની દક્ષિણે.

**મુખ્ય સામુદ્રધુની**—ओत्रान्तो ઇતાલિ અને તુર્કસ્તાનની વચ્ચે છે. मेसिनानी સામુદ્રધુની ઇતાલિ અને સિસિલિની વચ્ચે છે. बोनिफेशिओनी સામુદ્રધુની સાર્દિનિઆ અને કોર્સિકાની વચ્ચે છે.

**મુખ્ય અખાત**--वेनिस અખાત, तारन्तो અખાત, અને जीनोआ અખાત.

**મુખ્ય શહેરો**—रोम, એ રાજધાની તૈબર નદીને કાંઠે છે. આખી દુનિયામાં પ્રસિદ્ધિને પામેલાં શહેરોમાંનું એ એક છે. ઈ. સ. પૂર્વે ૭૫૩ માં એ શહેર વસ્યું. રોમન કાથલિક ધર્મનો અધ્યક્ષ જે પોપ તેનો મુકામ એમાં છે.

ઈતાલિમાં મોટામાં મોટું શહેર નેપલ્સ ભૂમધ્ય સમુદ્રને કાંઠે છે. બીજાં મોટાં શહેરોમાં મિલાન પ્રાચીન લાંબાર્ડે પ્રાંતની રાજધાની છે; પાલર્મો એ સિસિલિ બેટની ઉત્તરે સિસિલિની રાજધાની છે; ટ્યુનિસ એ પો નદીને કાંઠે પ્રાચીન પીદમોંત પ્રાંતની રાજધાની છે. ફ્લોરેન્સ, આર્નો નદી ઉપર તસ્કનિ પ્રાંતની રાજધાની છે. લગૂહોર્ન એ બંદર છે; જીનોઆ, એ એજ નામે અખાત ઉપર બંદર છે; અને વેનિસ એ આદ્રિઆતિક સમુદ્ર ઉપર બંદર છે. વળી પાદુઆમાં યુનિવર્સિટિ છે. બોલોના; પાર્મા; મેસિના; સાનમરિનો એ સ્વતંત્ર શહેર છે; બ્રિન્દિસિ એ બંદર છે; ઈત્યાદિ બીજાં મોટાં શહેરો છે.

લોકની ભાષા ઈતાલિઅન છે તે ફ્રેંચ, સ્પાનિશ, અને પોર્તુગીઝ ભાષાઓને મળતી છે. એ સર્વે ભાષાઓ લાતિન ભાષામાંથી નીકળેલી છે. લોક હોશિઆર, પરંતુ આળસુ અને નિર્ધન છે. વિદ્યા તથા ગાયનાદિક કળાઓમાં કુશળતાને માટે તેઓ પ્રસિદ્ધ છે. તેમનો મુખ્ય ઉદ્યમ ખેતી છે; અને નિકાસમાં મેવો, તેલ, દારૂ, રેશમ, સણ, રસાયની પદાર્થો, ગંધક, આરસ, ઈત્યાદિ છે.

---

## ૧૪. યૂરોપી તુર્કસ્તાન.*

એની ઉત્તરે આસ્ત્રિઆ અને હંગરિ, તથા રૂશિઆ, પશ્ચિમે આસ્ત્રિઆ, આદ્રિઆતિક સમુદ્ર, અને ભૂમધ્ય સમુદ્ર, દક્ષિણે ગ્રીસ, અને પૂર્વે આર્કિપેલગો, મારમોરા સમુદ્ર, અને કાળોસમુદ્ર છે.

એ દેશ ઉપર રાજ કરનાર મુસલમાન રાજાને સુલતાન કહે છે. એના ૮ ભાગ કે રાજ્ય કરેલાં છે. વળી દાન્યુબ નદીની દક્ષિણે રોમાનિઆ, રોમાનિઆની નૈરૃત્ય કોણમાં સર્વિઆ, અને સર્વિઆની દક્ષિણે મોંતીનીગ્રો એ ત્રણ સંસ્થાન લગભગ સ્વતંત્ર છે.

એમાં પર્વતો ઘણા છે. તેઓમાં મુખ્ય કાર્પેથિઅન પર્વત પશ્ચિમે તુર્કસ્તાન અને હંગરિને જુદા પાડે છે. પૂર્વ પશ્ચિમ આવેલા બાલ્કન

---

* સને ૧૮૭૮ માં આ રાજ્યને રૂશિઆએ લડાઈમાં હરાવી તોડી પાડયું છે. એના કેટલાક પ્રાંતો એ રાજ્યમાંથી નીકળી ગયા છે. પરંતુ તેઓની મર્યાદા હજી પુસ્તકોમાં પ્રસિદ્ધ થઈ નથી માટે આ પાઠમાં ફેરફાર કર્યા નથી. પરંતુ આ પ્રમાણે રાજ્યમાં ભંગાણ પડયું છે એ બીના નિશાળીઆને જણાવવી.

પહાડ તુર્કસ્તાનની મધ્ય ભાગે પડેલાછે; અને તુર્કસ્તાનની દક્ષિણે અને પશ્ચિમે પર્વતોની હાર છે તે આલ્પથી ગ્રીસ સૂધી ગયેલી-છે. એ છેલ્લી હારનું ઊંચામાં ઊંચું શિખર ઓલિમ્પસ પર્વત છે.

**મુખ્ય નદીઓ**—દાન્યુબ, એ નદી આસ્ત્રિઆ અને હુંગરિ-માં થઈને તુર્કસ્તાનમાં વહી કાળા સમુદ્રને મળેછે. સેવ અને પ્રૂથ એ બે દાન્યુબને મળનારી નદીઓ છે.

**મુખ્ય દ્વીપો**—ક્રીત (અથવા કાંદિઆ) અને લેમૂનોસ; એ સિવાય બીજા નાના નાના બેટ ઘણા છે.

**મુખ્ય સામુદ્રધુનીઓ**—દાર્દનલ્સ (અથવા હેલેસ્પોંટ) એ આર્કિપેલેગો અને મામોંરા સમુદ્રને જોડેછે; અને બાસૂફરસ મા-મોંરા સમુદ્ર અને કાળા સમુદ્રને જોડેછે.

**મુખ્ય અખાત**—સાલોનિકિ. વળી બીજા નાના નાના અ-ખાતો ઘણા છે.

**મુખ્ય નગરો**—કોન્સ્તાન્તિનોપલ કે ઇસ્તંબૂલ એ રાજધાની ઈ. સ. ૩૩૦માં કોન્સ્તન્તૈન પાદશાહે બાસ્ફરસની સામુદ્રધુની ઉપર વસાવી. આદ્રિઆનોપલ, એ વેપારનું સ્થળ છે; બુચરેસ્ત એ રોમાનિઆ પ્રાં-તની રાજધાની છે; બેલ્ગ્રેદ એ સેવ અને દાન્યુબ નદીઓના સંગમ ઉપર સર્વિઆ પ્રાંતની રાજધાની છે; સોલોનિકિ, એ એજ નામે અખાત ઉપર બંદર છે; અને ગાલિપોલિ એ દાર્દનલ્સ ઉપર બંદર છે.

રાજ્યની મુખ્ય સત્તા તુર્કના હાથમાં છે, પરંતુ વધારેમાં વધારે વસ્તી સ્કલેવોનિઅન લોકની છે. વળી લાતિન કે ગ્રીક કુળના લોક ઝાઝા છે.

એ દેશની ભૂમિ રસાળ છે, અને તેમાં ધાતુઓની ખાણો પુ-ષ્કળ છે. પરંતુ રાજ્યવ્યવસ્થા સારી નથી અને લોકો નિર્ધન અને નિરુત્સાહી છે.

**મુખ્ય નિકાસ**—ધાન્ય, ઊન, મેવો, ગુલાબનું અત્તર, રેશમ, ચામડાં, ઈમારતી લાકડું, મીઠું, તમાકુ, ઈત્યાદિ.

---

## ૧૯. ગ્રીસ.

એ **તુર્કસ્તાન**ની દક્ષિણે છે. **ગ્રીસ** અને **તુર્કસ્તાન** મળીને લગભગ દ્વીપકલ્પ થયેલો છે. પશ્ચિમે અને દક્ષિણે **ભૂમધ્ય સમુદ્ર** અને પૂર્વે **આર્કિપેલેગો** છે. એના ત્રણ ભાગ છે, ઉત્તર ગ્રીસ, મોરિઆ દ્વીપકલ્પ, અને દ્વીપો. એ દેશ પહાડી છે. ઉંચામાં ઉંચો પર્વત પારનાસસ છે.

**મુખ્ય દ્વીપો**—આયોનિયન બેટનો સમૂહ એ **ગ્રીસ** અને **તુર્કસ્તાન**ની પશ્ચિમે છે. નીગ્રોપોંટ અને સૈક્લેદીસ **ગ્રીસ**ની પૂર્વે છે.

**મુખ્ય ભૂશિર**—માતાપાન **મોરીઆ**ની દક્ષિણે છે.

**મુખ્ય સંયોગીભૂમિ**—કોરિંથની સંયોગીભૂમિ એ ઉત્તર **ગ્રીસ** અને **મોરીઆ**ને જોડે છે.

**મુખ્ય અખાતો**—પત્રાસ તથા લીપાંતો (કોરિંથ) એ બંને ઉત્તર **ગ્રીસ** અને **મોરીઆ**ની વચ્ચે છે. ઈજિના એ **આથન્સ** અને **મોરીઆ**ની વચ્ચે છે. એ સિવાય બીજા ઘણા છે.

**મુખ્ય શહેરો**—આથન્સ, એ રાજધાની પ્રાચીન ઈતિહાસમાં પ્રખ્યાત થયેલાં શહેરોમાંનું એક છે. કોરિંથ, એ **કોરિંથ**ની સંયોગીભૂમિની પાસે છે; નોપ્લિઆ, એ બંદર છે. સ્પાર્તા, કાર્ફુ, ઈત્યાદિ બીજાં મોટાં શહેરો છે.

**ગ્રીક** લોક નિર્ધન છે, અને તેમના પર ઘણા કાળ થયાં નઠારો અમલ ચાલે છે. તેમને વેપાર બહુ ગમે છે અને તેઓ સારા વહાણવટી છે.

**મુખ્ય નિકાસ**—આમળાં, તેલ, સીસું, ઈત્યાદિ.

---

# પ્રકરણ ૫ મું.

## આફ્રિકાખંડ.

**આફ્રિકાખંડ** મોટો દ્વીપકલ્પ છે. એ ખંડનો સબંધ **એશિઆ** જોડે **સુવેજ**ની સંયોગીભૂમિથી થતો. ઉત્તરે **આફ્રિકા**ની અને **યૂરોપ**ની વચ્ચે **ભૂમધ્ય સમુદ્ર** છે; **આફ્રિકા**ની પશ્ચિમ સીમાએ **આતુલાન્તિક મહાસાગર** છે; એ ખંડની પૂર્વ હદ ઉપર **હિંદી મહાસા-**

ગર, લાલ સમુદ્ર, સુવેજ અખાત, અને એશિઆઈ તુર્કસ્તાન (અરબસ્તાન અને સિરિઆ) આવેલાંછે. વર્ણનને અર્થે આફ્રિકાના ભાગ નીચે પ્રમાણે કરાયઃ—

१. उत्तर आफ्रिका. २. पश्चिम आफ्रिका. ३. दक्षिण आफ्रिका. ४. पूर्व आफ्रिका ५. मध्य आफ्रिका. ६. द्वीपो.

ઉત્તર આફ્રિકાની વસ્તીનો ઘણોખરો ભાગ મુસલમાની ધર્મ પાળેછે; પરંતુ આબિસિનિયામાં યાહુદી તથા ખ્રિસ્તીધર્મ માનનારા છે. પશ્ચિમ અને મધ્ય આફ્રિકામાં સીધી લોક વસેછે. સીધી લોક કાળા છે અને તેમના હોઠ જાડા તથા માથાના વાળ વાંકડીઆ ને ઊન જેવા છે. એ સીધી લોકમાંની ઘણી જાતો જંગલી તથા મનુષ્યાહારી છે, ને તેઓ એક એક જોડે સદા યુદ્ધમાં મચેલી રહેછે. દક્ષિણ અને પૂર્વ આફ્રિકાની વસ્તી સીધીઓથી સારી છે. કાંઠાનાં કેટલાંક નગરોમાં મલય તથા અરબ આવી રહ્યાછે.

१. ઉત્તર આફ્રિકામાં (૧) मिसर (ईजिप्त) અને તેના પાડોશમાં (२) आबिसिनिया એટલે હબશી દેશ અને (૩) बार्बरी संस्थानो છે.

---

## (१) मिसर.

આફ્રિકાના ઈશાન કોણમાં मिसर દેશ છે. એ દેશની ઉત્તરે ભૂમધ્ય સમુદ્ર અને પૂર્વે લાલસમુદ્ર તથા સુવેજ અખાત છે; પશ્ચિમે ત્રિપોલી પ્રાંતને તથા લિબ્યારણ્ય નામે સહરાના વિભાગને અને પૂર્વે અરબસ્તાન તથા સિરિઆને મિસર સ્પર્શ કરેછે. એમાં નીલ નામે મોટી નદી છે તેનો લાંબો ને સાંકડો પ્રદેશ છે ते શુદ્ધमिसर છે. એની બંને પડખે રેતીનાં રણ છે. એ રણમાં ઠેકાણે ઠેકાણે રસાળ ટાપુઓ છે તેઓમાં જળ હોયછે. શુદ્ધ મિસરના ત્રણ પ્રાંત છે, नीचलुं मिसर, मध्यमिसर, અને ऊपलुं मिसर. ઊપલા મિસરની દક્ષિણે न्युबिया, कार्दोफान, અને બીજા અપ્રસિદ્ધ પ્રાંતો નીલ નદી ઉપરના ગોન્દોકોરો સૂધી ગયેલાછે.

**મુખ્ય શહેરો**—નીલ નદીને આરે આવેલું कायरो (केरो) શહેર મિસરની રાજધાની છે. કેરોની વાયવ્યે સમુદ્રને કાંઠે आलेकजान्द्रिआ

(સિકન્દ્રિઆ) નામે મોટા સિકંદર શાહે વસાવેલું બંદર છે. ઉત્તર છેડે પોર્ત સઇદ (સૈયદ બંદર) અને હાલ ખોદેલી સુવેજની નહેરના દક્ષિણ બારા આગળ સુવેજ નામે પ્રખ્યાત ગામ છે. ન્યુબિયાનું મુખ્ય નગર खारतुम નીલી નીલ અને નોલ નદીઓના સંગમની થડમાં છે.

**મુખ્ય નિકાસ તથા આવક**—અનાજ, તમાકુ, રૂ, ઇત્યાદિ પરદેશ ચઢેછે. મધ્ય આફ્રિકામાંથી હાથીદાંત, સુવર્ણરજ, ચામડાં, શહામૃગ પક્ષીનાં પીછાં, વગેરે વણજારા લાવેછે.

યૂરોપ, ભરતખંડ, અને ચીનની વચ્ચે વેપારનો મોટો માર્ગ મિસર દેશ છે. સુવેજની નવી નહેરને* રસ્તે મોટાં વહાણો ભૂમધ્ય સમુદ્ર અને લાલ સમુદ્રમાંથી આવજા કરી શકેછે; વળી આલેકઝાંદ્રિઆ બંદરે માલ ઊતારી રેલવેપર ચઢાવી કેરો તથા સુવેજ લઇ જવાયછે.

નીલનદી પૃથ્વીની બીજી સઘળી નદીઓ કરતાં લાંબી ગણાયછે. વિક્ટોરિઆન્યાંજા અને આલબર્તન્યાંજા નામે વિશાળ સરોવરો નકશામાં લખ્યાંછે તેમાંથી એ નદી વહેછે. ઘણે દૂર સૂધી વહ્યાપછી આબિસિનિયામાંથી આવનારી નીલી નીલ અને અત્બારા નામે બે નદીઓનો સંગમ તેની જોડે ન્યૂબિયામાં થાયછે. એ નદી બે મુખે ભૂમધ્ય સમુદ્રને મળેછે. એમાંના એક મુખને કિનારે રોસેત્તા અને બીજાને કાંઠે દામિયત્તા કરીને નગરો છે. એ બે મુખની વચ્ચે નીલ દ્વીપ નામે રસાળ પરગણું છે. ઉત્તરના ત્રણ પ્રાંતોમાં એટલે શુદ્ધમિસરમાં બહુ સારો પાક થાયછે. એ ભાગમાં વરસાદ ક્વચિતજ વરસેછે, પરંતુ નીલ નદીમાં હરવર્ષે મોટું પૂર આવેછે, અને તેના બંને કાંઠાના પ્રદેશમાં એ પૂરનું પાણી ફરી વળેછે તે ઉપર ખેતીનો આધાર છે. ઉપર કહેલાં મોટાં સરોવરો ભણી ભારે વરસાદ થાયછે તેથી એ રેલ આવેછે. ન્યૂબિયા તથા દક્ષિણનો મૂલક શુદ્ધ મિસર જેટલો રસાળ નથી ને તેમાં મોટાં રણ છે. ઘણા પ્રાચીન કાળના સુધરેલા દેશોની પંક્તિમાં મિસર દેશ છે. એમાં રાજ્ય સંબંધી ઘણા ફેરફાર થઇ ગયાછે. હાલનો હાકેમ ખિદિવ એલ મિસર કહેવાયછે, ને તે ઇસ્તમ્બૂલના સુલતાનનો માત્ર નામનો તાબેદાર છે. એ ખિદિવ તથા શુદ્ધ મિસરની અને ન્યૂબિયાની વસ્તીનો ઘણોખરો ભાગ મુસલમાની ધર્મમાં છે, તથા અરબી બોલી બોલેછે. પરંતુ શુદ્ધ મિસરમાં કેટલાક ખ્રિસ્તિ લોક છે તેઓ મિસરના અસલી રહેવાશીઓના વંશજ કહેવાયછે. એ મુસલમાનો બહુધા અરબ અને દેશના અસલ રહેવાશીઓની મિશ્ર ઓલાદના છે. ન્યૂબિયાંની † દક્ષિણમાં તથા કાર્દોફાનમાં સીધી જાતની વસ્તીનો આરંભ થાયછે. એમાંના ઘણા સીધીને ગૂલામ કરી ઉત્તર ન્યૂબિયામાં અને શુદ્ધ મિસરમાં આણેલાછે.

---

* એ નહેર ભૂમધ્ય સમુદ્ર અને લાલ સમુદ્રને જોડે છે. એ નહેરમાં સને ૧૮૬૯ માં વહાણો ચાલવા માંડયાં.

† ન્યૂબિયાના મૂળ વતનીઓ ઇતિઓપી કહેવાતા, અને તેઓ પ્રાચીન મિસરના લોકની જાતના હતા.

## ( ૨ ) आबिसिनिआ के हबशी देश.

એ દેશ પહાડી છે. એની ઉત્તર અને પશ્ચિમ મર્યાદાને લગતા મિસરી રાજ્યના પ્રાંતો છે. એની પૂર્વે આવેલા કાંઠાના મૂલક ઉપર મિસરનો રાજા દાવો કરેછે. એની દક્ષિણ સીમાએ સોમાલી તથા ગાલા લોકના મૂલક છે. નીલ નદીને મળનારી નીલી નીલ તથા अत्बारा નદીઓનાં મૂળ હબશી દેશના પર્વતોમાં છે. આખો દેશ મોટા એક રાજાના સ્વાધીનમાં ન હોતાં ઘણાં નાનાં રાજ્યોમાં વહેંચાઇ ગયેલોછે, ને એ રાજાઓ ઘણુંકરીને એક એક જોડે વઢરા કરવામાં રોકાયલા હોયછે. મધ્યમાં गोन्दार અને લાલ સમુદ્રને તીરે मसूवा બંદર એ નામીચાં શહેરો છે. મસૂવા બંદર હાલ મિસરને તાબે છે. मग्दला કરીને પ્રખ્યાત ગઢ છે તેને ઇંગ્રેજે ઈ. સ. ૧૮૬૮ માં જીત્યો હતો. દેશ રસાળ અને લાકડાં તથા પાણીથી ભરપૂર છે; એવું કહેછે કે બૂન, કપાસ, અને બીજા કીમતી છોડવા વગડામાં ઊગેછે. પણ રાજ્યવ્યવસ્થા દુર્દશામાં છે અને લોક માઠી અવસ્થામાં છે. ન્યૂબિયાના અસલ વતની, યાહુદી, આરબ, સીધી, વગેરે જાતો મળી જઈ હાલની વસતી થઈ છે. ઘણાખરા લોક આમ્હારી બોલી બોલેછે, અને અધમ થયલા રૂપમાં ખ્રિસ્તિ ધર્મ પાળેછે.

## ( ३ ) बार्बरी संस्थानो.

ભૂમધ્યસમુદ્રનેકાંઠે પૂર્વમાં મિસરથી પશ્ચિમમાં આત્લાન્તિક મહાસાગર સૂધી એ સંસ્થાનો છે. એ સંસ્થાનોનાં નામ નીચે પ્રમાણેઃ—

त्रिपोलि, तूनिस, अलजीरिया, અને मारोको.

બાર્કાસહિત त्रिपोलि અને ફૂજાન નામે મોટો રણદ્વીપ જે હાકેમના તાબામાં છે તેને બે કહેછે, અને તે તુર્કસ્તાનના સુલતાનના હાથનીચે છે. એ સંસ્થાનની રાજધાનીનું નામ त्रिपोलि છે.

तूनिसनो અધિપતિ પણ બે કહેવાયછે. પહેલાં તે એજ સુલતાનને તાબે હતો, પણ હાલમાં સ્વતંત્ર છે. વેપારને માટે વખણાયલું

મોટું તૂનિસ શહેર એ સંસ્થાનની રાજધાની છે. એ નગરીની પાસે कार्थेजनुं બંદર છે.

अल्जीरिया **ફ્રાન્સ**ને તાબે છે. એના મુખ્ય શહેરનું નામ अल्जीरिया અથવા अल्जीर्स છે. कान्स्तन्तैन કરીને બીજું મોટું નગર એ **સંસ્થાન**માં છે.

मारोकोના રાજાને **સુલતાન** કહે છે. એની રાજધાનીનું નામ मारोको છે. फज કરી મોટા શહેરમાં ચોપડીઓનાં પૂઠાં વગેરે સારૂ સુંદર ચામડાં તૈયાર કરવામાં આવેછે. એ ચામડાંને **मारोकोचर्म** કહેછે. જિબ્રાલ્તરની સામુદ્રધુનીને કિનારે तांजीर અને तेतुवान બંદરો છે; અને स्युता નામે ગઢ ડુંગર ઉપર જિબ્રાલ્તરની સામે છે. **તેતુવાન** બંદર તથા **સ્યુતાગઢ** **સ્પેન** દેશના કબજામાં છે.

એ ચાર **બાર્બરી** સંસ્થાનોનો મૂલક દક્ષિણે મોટા રણમાં ભૂંસે-લોછે; એ સંસ્થાનો અને રણની વચ્ચે अत्लस પર્વત છે.

**મુખ્ય અખાત**—सिद्रा અને काबेस.

**મુખ્ય ભૂશિર**—बोन અને स्पार्तेल.

**અત્લસ** પર્વતની ઉત્તરના પ્રદેશમાં અનાજ પુષ્કળ પાકેછે, અને એ પહાડના ઢાળ ઉપર ખજૂરીઓ, આલીવ, અને મેવાનાં ઝાડ ઊગેછે. **બાર્બરી** સંસ્થાનોમાં ખનિજો પણ મસ છે.

**મુખ્ય નિકાસ**—ઘોડા, મેવા, અનાજ, તમાકુ, ચામડાં, રૂપું, ત્રાંબું, મીઠું, ઈત્યાદિ.

એ સંસ્થાનોના રહેવાશી **અરબ** અને **અરબ**ને મળતી જાતોની ઓલાદ છે.

## २. पश्चिम आफ्रिका.

**બાર્બરી** સંસ્થાનની દક્ષિણે **મોટું** રણ છે; અને **મોટા** રણની દક્ષિણે તથા પશ્ચિમ કાંઠે નીચે લખેલા દેશો છેઃ—

( १ ) सेनिगांबिया. ( २ ) ऊपलोगिनी. ( ३ ) नीचलोगिनी. ( ४ ) हातंतात भूमि.

( ૧ ) એ ચાર દેશોમાં સૌથી ઉત્તરે સેનિગાંબિયા છે. એની પૂર્વે સીધી લોકનો સૂદાન દેશ છે.

સેનિગાલ અને ગાંબિયા નદીઓનો જે પ્રદેશ તે સેનિગાંબિયા. રિઓગ્રાન્દ કરીને ત્રીજી નદી એમાં છે. સેનિગાંબિયા અને સૂદાનની વચ્ચેના પહાડોમાંથી એ નદીઓ નીકળેછે.

સેનિગાંબિયામાં વર્દ ભૂશિર ( કેપ વર્દ ) છે. સર્વેથી પશ્ચિમમાં ગયેલું બિંદુ આફ્રિકામાં એ છે.

સેનિગાંબિયામાં વસનારી ઘણી જાતો મુસલમાની ધર્મમાં છે, અને બીજી સીધી કે અર્દ્ધ સીધી જાતોથી વધારે સુધરેલી છે. એ વસ્તી ઉપરાંત સેનિગાલ નદીને આરે ફ્રાન્સનું સંસ્થાન છે તેની રાજધાનીને સાંગલૂઈ કહેછે. ગાંબિયા નદીને કાંઠે ઇંગ્રેજનું સંસ્થાન છે તેનું મુખ્ય નગર બાથર્સ્ત છે. રિઓગ્રાંદ નદી ઉપર પોર્તુગાલનું સંસ્થાન છે. વધારે દક્ષિણમાં ઈંગ્લાંડનું સિએરા લિઓન નામે સંસ્થાન છે. એના મુખ્ય શહેરને ફ્રીતોન કહેછે. ગૂલામ પકડી લાવીને વેચવાનો ધંધો અટકાવવાને આ સંસ્થાન સ્થાપ્યું. વહાણોમાંથી છોડવી લાવેલા ગૂલામોની અહીં વસ્તી કરીછે.

( ૨ ) સિએરા લિઓનથી લોપાજની ભૂશિર સૂધીની પટીને ઊપલો ગિની દેશ કહેછે. એની દક્ષિણે અને પશ્ચિમે ગિનીનો અખાત છે. ઉત્તરમાં ઊપલા ગિની અને સૂદાન દેશની વચ્ચે કાંગ પર્વત આવેલાછે, અને પૂર્વે જે મૂલક છે તેની ખોળ હજી કોઈ સુધરેલા માણસે કરી નથી.

ઊપલા ગિનીમાં મોટી નદી એકજ છે. એને જોલીબા કે નૈજર કહેછે. એ સૂદાન દેશમાંથી આવેછે.

**મુખ્ય અખાત**—નૈજરના દ્વીપનો એક પડખે બેનિનનો અખાત છે ને બીજે પડખે બિઆફ્રાનો અખાત છે; ત્રીજો ગિનીનો અખાત છે.

ઊપલા ગિનીનો જેટલો ભાગ દરિયા કાંઠે છે તેટલો જણાયલોછે, તેની પેલીમેરનો ભાગ હજી જણાયલો નથી. એ જણાયલો

પ્રદેશ પશ્ચિમ ભણી નૈજર નદીના મુખ લગી પાણથળ છે, પણ એ ભાગમાં પાક સારો થાયછે. નૈજરની અગ્નિકોણમાં કામેરૂન પહાડનો આરંભ થાયછે, ને ત્યાંથી ડુંગરાળો દેશ છે. કાંઠા ઉપરનાં મુખ્ય સ્થળો—લિચારિયા પરગણું, એનું તાલુકા ગામ મનરોવિયા છે. છૂટેલા ગુલામોને વસવાને સારૂ અમેરિકાના કોઈ ગૃહસ્થોએ એ સંસ્થાન સ્થાપ્યુંછે. વેપારીઓના રક્ષણને અર્થે તથા ગુલામનો વેપાર અટકાવવાને કાજે અંગ્રેજે કેટલાંક થાણાં બેસાડ્યાંછે. એમાંના એકને કેપ કોસ્ત કાસલ કહેછે. ગિનીના કિનારાના કોઈ ભાગને અનાજ આરો, હાથીદાંત આરો, સુવર્ણ આરો, અને ગુલામ આરો, એમ વેપારની જણસો પ્રમાણે કહેછે.

કાંઠાની સમીપ આવેલાં સીધી લોકનાં રાજ્યોમાંનાં બે પ્રસિદ્ધ છે. એક આશાન્તી લોકનું રાજ્ય; એની રાજધાની કૂમાસી નગર છે; બીજું દાહોમી. ઘણાખરા દેશી રાજાઓ જંગલી છે.

(૩) નીચલો ગિની દેશ વિષુવવૃત્તની દક્ષિણે છે. એનો વિસ્તાર લોપાજ ભૂશિરથી નીગ્રો ભૂશિર તલક છે. એની પૂર્વ મર્યાદાપર આવેલા મુલકની હકીકત જણાયલી નથી. મધ્ય આફ્રિકા એની દક્ષિણ સીમાએ છે.

**મુખ્ય નદી**—કાંગો કે જેર.

પોર્તુગાલનાં વિસ્તીર્ણ થાણાં નીચલા ગિનીમાં છે, અને દેશી રાજ્યોએ ઘણાં છે. પોર્તુગાલનાં મુખ્ય સ્થાનનાં નામ સંત પૌલ દીલોઆન્દા તથા બેંગુવીલા. એ કિનારો ગુલામના વેપારને માટે પ્રખ્યાત હતો. ગિનીના રહેવાશીઆંને તેમની હાલની નઠારી અવસ્થામાં રાખનાર ઘણે દરજે એ વેપાર છે.

સેનિગામ્બિયા અને ગિનીની નિકાસ અનેક છે. સુવર્ણરજ, હાથીદાંત, શાહમૃગનાં પીંછ, ઈમારતી લાકડાં, ફળ, કોપરેલ, ચામડાં, મધ, ગુંદર, લાખ, કાચબાની ઢાલ, ચોખા, અને રૂ.

(૪) હાતંતાત દેશ—નીચલા ગિનીથી આરેંજ નદી સૂધી એ દેશનો વિસ્તાર છે. એની અને દક્ષિણ આફ્રિકાની વચ્ચે એ નદી છે.

એ દેશ વિષે ઝાઝું જાણવામાં આવ્યું નથી. એમાં ઘણી જાતો વસે-છે, તેઓમાં હાતંતાત સૌથી અધમ અવસ્થામાં છે. કાફર જાતને મળતી બીજી જાતો છે તેઓ મુકાબલે ચઢતી સ્થિતિમાં છે.

## ३. दक्षिण आफ्रिका.

દક્ષિણ આફ્રિકાની હદ ઉત્તરમાં આરેંજ નદી તથા તેને મળ-નારી વાલ નદી તથા લિમ્પોપો નદીથી થઈછે.

દક્ષિણ આફ્રિકામાં નીચેના દેશો છે:–

| देश. | राजधानी. |
|---|---|
| ( १ ) केप कालोनी ( केप संस्थान. ) | केपतौन. |
| ( २ ) काफरारिया. | वतरवर्थ. |
| ( ३ ) नाताल. | पीतर्मारित्सबर्ग. |
| ( ४ ) जूलुदेश. | ....... .. |
| ( ५ ) आरेंज नदीनुं स्वतंत्र राज्य. | ब्लोमफोंतीन. |
| ( ६ ) त्रांसवालनुं प्रजासत्ताक संस्थान. | प्रितोरिआ. |

કેપ કાલોની તથા નાતાલ એ ઇંગ્લાંડનાં વસાવેલાં વિશાળ સં-સ્થાનો છે. સરકારના મોકલેલા ગવર્નરો તેઓ ઉપર અમલ કરે-છે. નાતાલની દક્ષિણે કાફરારિયા છે, અને ઉત્તરે જૂલુ દેશ છે; એ બંને કાફર નામે દેશી લોકના છે. આફ્રિકાની ઘણીખરી જાતોથી એ ચડીઆતી હાલતમાં છે. આરેંજ નદી ઉપરના સ્વ-તંત્ર રાજ્યમાં તથા ત્રાંસવાલના પ્રજાસત્તાક સંસ્થાનમાં પ્રથમ વ-સેલા વલંદાના વંશજો રહેછે.

**મુખ્ય શાહેરો**–રાજધાનીઓ કહી તે ઉપરાંત બીજાં નગરોમાં મુખ્ય ગ્રેહમ નગર, અને इलिजाबेथ બંદર કેપ કાલોનીમાં છે, અને दर्बान ( નાતાલ બંદર ) નાતાલમાં છે.

**મુખ્ય ભૂશિરો**—केप गुद होप ई. स. १४९३ માં બાર્થોલોમ્યુ-દિઆઝે શોધી કહાડી; आग्वल्हास ભૂશિર.

**મુખ્ય અખાત**—तेबल, फाल्स, अलगोआ, तथा दीलागोआ.

**મુખ્ય નિકાસ**—ઊન, ખૂનદાણા, શાહમૃગનાં પીંછ, ચામડાં, અને દ્રાક્ષનો દારૂ. **નાતાલ**માંથી ખાંડ અને હાથીદાંત. **નાતાલ** તથા **વલંદા**નાં બંને સંસ્થાનોમાં સોનું તથા હીરા જડે એવાં સ્થળો હમણાં માલૂમ પડ્યાં છે.

## ૪. पूर्व आफ्रिका.

દક્ષિણમાં **ત્રાંસવાળ** સંસ્થાન અને **જૂલૂ** દેશથી ઉત્તરમાં **એદન** અખાત સૂધી पूर्व आफ्रिकानो વિસ્તાર છે.

## पूर्व आफ्रिकाना देश.

| देशोनां नाम. | राजधानी. |
|---|---|
| सोफाला. | सोफाला. |
| मोजाम्बीक. | मोजाम्बीक. |
| जांजीबार. | जांजीबार. |
| सोमाली देश. | ........ |
| गाला देश. | ........ |

એ દેશોમાંના **સોફાલા** અને **મોજામ્બીક** **પોર્તુગાલ**ને તાબે છે; **જાંજીબાર**માં **મુસલમાન** **સુલતાન**નો અમલ છે, અને છેલ્લા બે દેશો જંગલી હાલતમાં છે. ઉપર જે રાજધાનીઓ કહી તે ઉપરાંત **જાંજીબાર**માં मोम्बास **નગર** અને **સોમાલી**માં बर्बरा બંદર, તથા **એદન**ના અખાતને કિનારે **ગાલા** દેશમાં जैला બંદર છે.

**મુખ્ય પર્વતો**—એના પહાડો ઉત્તરમાં **ગ્વાર્દાફુવી** ભૂશિરથી દક્ષિણમાં **કેપ ગુડ હોપ** સૂધી કાંઠાને સમાંતર છે. એ લાંબા પર્વતોમાં સર્વેથી ઊંચો किलीमानजारो નામે છે. **જાંજીબાર** અને મોટાં સરોવરના પ્રદેશની વચ્ચે એ શિખર છે.

**મુખ્ય સામુદ્રધુની**—मोजाम्बीक નામે છે તે **મોજામ્બીક** પ્રાંત અને મોટા **માદાગાસ્કર** બેટની વચ્ચે છે.

**મુખ્ય નદી**—जाम्बेजी, એ **મોજામ્બીક**ની સામુદ્રધુનીને મળે છે.

**મુખ્ય ભૂશિર**—ग्वार्दाफुवी, એ **આફ્રિકા**નું અતિ પૂર્વ બિંદુ છે.

**મુખ્ય દ્વીપો**–જાંજીબાર; એમાં જાંજીબાર શહેર છે. માદાગાસ્કર એની રાજધાનીનું નામ તાનાનારીવો છે. કોમોરૂ દ્વીપો; એમાં દેશી સંસ્થાનો છે. બુર્બો એ ફ્રાન્સને કબજે છે; મોરિસ (રાજધાની પોર્તલુઇ) તથા સેચલ ઇંગ્લાંદને સ્વાધીન છે; સોકોત્રા બેટ.

પૂર્વ આફ્રિકામાં સોનું અને હાથીદાંત પરદેશ ખાતે ચઢેછે. એમાં ગૂલામોનો વેપાર બહોળો ચાલેછે, પરંતુ એ વેપાર બંધ પાડવાનું જાંજીબારના સુલતાને ઇંગ્લાંડને હાલમાં વચન આપ્યુંછે. મોરિસ બેટમાંથી સરસ ખાંડ પરદેશ મોકલવામાં આવેછે. પૂર્વ કાંઠે અરબ વેપારીઓ ઘણા વસેછે, અને પશ્ચિમ તથા મધ્ય આફ્રિકાના સીધી લોક કરતાં ત્યાંના અસલી રહેવાશીઓ દક્ષિણના કાફરો તથા ઉત્તરના હબશી લોકની પેઠે ચઢીઆતા છે.

## ૯. મધ્ય આફ્રિકા.

મધ્ય આફ્રિકાના ઘણા ભાગની હજી ભાળ લાગી નથી; તોપણ નીચેના દેશો કહી શકાય:—

(૧) સહરા કે મોટું રણ.

(૨) સૂદાન કે સીધી દેશ.

(૩) મોટાં સરોવરોનો પ્રદેશ.

(૪) દક્ષિણે મધ્ય આફ્રિકા.

(૧) **સહરા કે મોટું રણ** બાર્બરી સંસ્થાનોની દક્ષિણેથી શરૂ થાયછે, ને પૂર્વમાં **મિસરથી** તે પશ્ચિમમાં **આત્લાંતિક** સૂધી ફેલાયલું છે. એ **સહરામાં** ઘણાક રસાળ અને પુષ્કળ પાણીવાળા રણદ્વીપો છે. **બાર્બરી** અને **સુદાનની** વચ્ચે ઊંટવડે વેપાર ચલાવનારા વણજારાને મુકામ કરવાને એ ટાપુઓ કામ લાગેછે. એમાંના **ફજાન** નામે એક ટાપુ વિષે **ત્રિપોલીના** વર્ણનમાં કહ્યુંછે. રણમાં વસનારા લોક અને બાર્બરીના લોક એક જાતના છે, ને તેઓ ધર્મે મુસલમાન છે.

(૨) **સૂદાન કે સીધી દેશ સહરાની** દક્ષિણે છે. પશ્ચિમે સેનિ-

ગામ્બિયાથી તે પૂર્વમાં મિસરના કાર્દોફાન સૂધી તેનો વિસ્તાર છે. દક્ષિણમાં સુદાનની હદ ઉપર ઊપલો ગિનીદેશ તથા આફ્રિકા ખંડના મધ્યનો અજાણ્યલો મૂલક છે. સુદાનમાં કેટલાક દેશી રાજા છે; એમાંનાં જાણવામાં આવેલાં નગરોનાં નામ–सेगो, तिम्बक्तू, અને बोआस એ ત્રણે નૈજરને કાંઠે કે કાંઠાની પાસે છે; साकातू; શાદ (ચાડ) સરોવરને તીરે कौका; કાર્દોફાનને લગતો દારફૂર પ્રાંત છે તેમાં कोबे શહેર છે. એ શહેરને મિસરના રાજાએ હાલ જીતી લીધેલું સંભળાયછે.

**મુખ્ય નદી**—नैजर છે. એનાં બીજાં નામ जालिबा ને क्वारा છે. કોંગ પર્વતમાંથી નીકળી ચકરાવો ખાઈ સુદાન અને ઊપલા ગિનીમાં થઈ ગિનીના અખાતને મળેછે. ડાબે કાંઠે નૈજરને મળનારી શાદા નદી છે.

મુખ્ય સરોવરનું નામ चाड છે. એમાં શારી વગેરે નદીઓનું પાણી આવેછે.

**મુખ્ય પર્વત**—कौंग પર્વત એ સુદાનને સેનિગામ્બિયા તથા ઊપલા ગિનીથી જુદો પાડેછે. સુદાનની દક્ષિણમાં શાદા નદીના મૂળના થડમાં अलांतिका પહાડ છે.

સીધી લોકનું મૂળ સ્થાન સુદાન દેશ છે. એ લોક બહુધા પાખંડી ધર્મમાં છે; હાલ ઘણાક મુસલમાન થવા લાગ્યાછે.

(૩) मोटा सरोवरोनो प्रदेश—સુદાનની દક્ષિણે અજાણ્યું રણ છે. ઈ. સ. ૧૮૫૭ માં એ રણની તથા જાંજીબારની વચ્ચેના મૂલકમાં ઘણાં વિશાળ સરોવરો કપતાન સ્પીકને જડ્યાં. એ જડવાથી નીલ નદીનાં મૂળ શોધી કહાડવાનું માન્ય તે પામ્યો. તે નદી એ સરોવરમાંથી નીકળેછે. પૂર્વે એ બિના કોઈના જાણવામાં નહતી. એ સરોવરોનાં નામ—ઉત્તરમાં विक्टोरिआ न्यांजा તથા आल्बर्त न्यांजा; દક્ષિણમાં तांगानैका. મોટી કે ધોળી નીલ નદીનો આરંભ વિક્ટોરિઆ ન્યાંજામાંથી થાયછે. ત્યાંથી વહેતી આલ્બર્તન્યાંજામાં દાખલ થઈ બીજી મેર નીકળેછે, ને ગોંદોકોરોની ઉત્તરે થઈ મિસરના મૂલકમાં પ્રવેશ કરેછે.

આ ભાગમાં સીધી લોક વસેછે. હાથીદાંત વોહોરવાને **જાંજી-બારથી** **અરબ** વેપારિયો ત્યાં જાયછે.

(૪) मध्य आफ्रिकानो दक्षिण भाग—એમાં ધુશીને દાક્તર **લિવિં-ગસ્તને** હાલ માંહેલા ભાગની તપાસ કરી. એનો વિસ્તાર ઉત્તરમાં મોટાં સરોવરોથી દક્ષિણમાં **આરેંજ** નદી લગીછે; પૂર્વે **મોઝામ્બીક, સોફાલા** અને **ત્રાંસવાલ** સંસ્થાન, પશ્ચિમે **પોર્તુગાલનાં** થાણાં અને હાતન્તાત દેશ સૂધી.

એમાં जांबजी નદી છે, તે ઘણે દૂર સૂધી વહેતી જઈ પૂર્વ **આ-ફ્રિકામાં** જાયછે અને હિન્દીમહાસાગરને મળેછે. **જામ્બેજીને** મળ-નારી સર્વેથી મોટી નદી चोब છે.

**મુખ્ય સરોવર**—न्यासा છે. એમાંથી **શીરે** નદી નીકળી **જામ્બે-જીને** મળેછે.

એમાં વસનારી જાતોમાં સર્વોપરિ **બેશુંઆના** લોક છે ને **તેઓ** કાફરને મળતા છે.

**મુખ્ય ગામ**—દક્ષિણમાં कुरुमान કે लासाकू અને कालोबेंग; ઉત્તરમાં लिन्यांती.

## ६. आफ्रिकाना द्वीपो.

પૂર્વ કાંઠાના દ્વીપો જણાવી ચૂક્યા છીએ (પૂર્વ આફ્રિકાનું વ-ર્ણન જુઓ.) પશ્ચિમ કિનારે आजोरेंज, मदीरा, कनेरी, અને केप-दीवर्द દ્વીપો છે (**સ્પેન** અને **પોર્તુગાલનું** વર્ણન જુઓ.) એજ તીરે **ગિનીના** **અખાતમાં** फर्नान्दोपो તથા अनाबोन **સ્પેનને** હવાલે છે. प्रिन्सद्वापु તથા सेंतटामस **પોર્તુગાલને** કબજે છે. દક્ષિણ **આ-ત્લાંતિકમાં** आसेन्शन તથા सेंतहेलीना **ઇંગ્લાંડને** તાબે છે.

---

# प्रकरण ६ ठुं.

## अमेरिका खंड.

**અમેરિકા** ખંડની પશ્ચિમ સીમાએ **પાસિફિક** મહાસાગર છે, **પૂર્વે**

આત્લાંતિક, ઉત્તરે ઉત્તર મહાસાગર, અને દક્ષિણે દક્ષિણ મહાસાગર. અમેરિકાના વાયવ્ય કોણની પાસે એશિયાખંડ છે. એ ખંડોની વચ્ચે બેહરિંગ નામે સામદ્રધુની છે. અમેરિકાના બે ભાગ કરાય- उत्तर अमेरिका અને दक्षिण अमेरिका. પાનામાની સંયોગીભૂમિથી એ બે સંધાયલાછે.

## उत्तर अमेरिका.

મર્યાદા—ઉત્તરે ઉત્તર મહાસાગર; પશ્ચિમે બેહરિંગની સામુદ્રધુની અને પાસિફિક મહાસાગર; દક્ષિણે પાસિફિક મહાસાગર અને પાનામાની સંયોગીભૂમિ; પૂર્વે કારિબિયન સમુદ્ર, મેક્સિકો અખાત, તથા આત્લાંતિક મહાસાગર.

उत्तर अमेरिकाना देशो.

( १ ) कानदा इलाको.

( २ ) यूनैटेड स्टेट्स. ( જોડાયલાં સંસ્થાનો. )

( ३ ) मेक्सिको.

( ४ ) मध्य अमेरिका. એમાં છ સ્વતંત્ર સંસ્થાનો છે.

ઉત્તર અમેરિકાના દક્ષિણ ભાગનું નામ મધ્ય અમેરિકા પાડ્યુંછે.ઉત્તરે મેક્સિકો અને દક્ષિણે પાનામાની વચ્ચે એ સાંકડી પટી છે.

**મુખ્ય પવત**—राकी પર્વત, ઉત્તર અમેરિકામાં ઉત્તરથી દક્ષિણ દિશાએ પડેલોછે.

ઘણાક અગત્યના દ્વીપો ઉત્તર અમેરિકાને લગતા છે, તેઓનું બયાન આગળ કરવામાં આવશે.

**મુખ્ય સમુદ્ર**—ઉત્તર અને દક્ષિણ અમેરિકાની વચ્ચે कारिबियन સમુદ્ર.

**ધર્મ અને રાજ્યરીતિ**—પૂર્વે* અમેરિકામાં ઇન્દિઅન લોક વસતા; પણ ઈ. સ. ૧૪૯૨ માં કોલમ્બસને એ ખંડ જડ્યો ત્યાર પછી યૂરોપથી એમાં વસવા આવનારી વધતી સંખ્યાએ કરીને એ જૂની પ્રજા ક્ષય પામીછે. કાનદામાં અને યૂનૈતેદ સ્તૈત્સમાં વસેલા

* આ કલમ ઉત્તર અમેરિકા તથા દક્ષિણ અમેરિકા એ બેઉને લાગુ પડેછે.

યૂરોપી લોક ઘણું કરીને ઇંગ્રેજી ભાષા બોલેછે, ને પ્રાતેસ્તંત માર્ગ પાળેછે; અને અમેરિકાના બાકીના ભાગમાં જઈ વસેલા લોક ઘણું કરીને સ્પેન કે પોર્તુગાલની બોલી બોલેછે (બ્રાઝિલમાં પોર્તુગાલની ને બાકીના ભાગમાં સ્પેનની), અને રોમન કાથોલિક પંથને માનેછે. એમ ધર્મમાં અને ભાષામાં ભેદ હોવાનું કારણ એ છે કે ઉત્તર પ્રાંતોમાં ઇંગ્રેજ વસ્યાછે, અને બ્રાઝિલમાં પોર્તુગાલથી તથા બાકીના દેશોમાં સ્પેનથી ગયેલા લોક વસ્યાછે. અમેરિકાનાં રાજ્યો બહુધા પ્રજાસત્તાક છે.

## ( १ ) कानदा इलाको.

વાયવ્ય કોણનો મૂલક પહેલાં રૂશિયાને તાબે હતો તે તેણે હાલ યૂનૈતેદ સ્તેત્સને વેચાતો દીધોછે; એ બાદ કરતાં બાકીનો ઉત્તર અમેરિકાનો ઉત્તર ભાગ એ ઈલાકામાં છે.

એમાં સાત પ્રાંત છે—आन्तारिओ[1], क्विबेक[2], नोवास्कोशिआ, न्यूब्रन्स्विक, मानितोबा, ब्रिटिश कोलम्बिया, અને प्रिन्सएद्वर्द बेट. આ સાત પ્રાંત અને બીજા બે મહાલ (જેની રાજ્યરચના હજી કરી નથી) ઇંગ્લાંડની રાણીએ ઠરાવેલા ગવર્નર જનરલના હાથ નીચે છે. ओतावा શહેર રાજધાની છે.

**મુખ્ય પર્વત**—राकीપર્વત ઉત્તરમહાસાગરથી માંડીને યૂનૈતેદ સ્તેત્સની સરહદ સુધી કાનદા ઈલાકાને પશ્ચિમ ભાગે આવેલોછે.

**મુખ્ય નદીઓ**—सेंतलारेन्स આત્લાન્તિકને મળેછે; माकेनजी, ઉત્તર મહાસાગરને મળેછે.

**મુખ્ય સરોવર**—सुपीरीआर, हुरोन, एरी, અને आंतारिओ. એ છેલ્લું કાનદા અને યૂનૈતેદસ્તેત્સની વચ્ચે છે. બીજાં મોટાં સરોવરો-विनिपेग, पेतस्लेव, मेतवेर, ઈત્યાદિ.

**મુખ્ય ઉપસાગરો અને અખાત**—**याफिन** ઉપસાગર ગ્રીનલાંદની પશ્ચિમે છે; हदूसन ઉપસાગર કાનદા ઈલાકાની ઉત્તરે છે; फन्दी

1 એનું જૂનું નામ ઊપલો કાનદા.

2 એને પહેલાં નીચલો કાનદા કહેતા.

ઉપસાગર, ન્યૂ બ્રન્સ્વિક તથા નોવાસ્કોશિઆની વચ્ચે છે. સેન્તલારેન્સ અખાત, કાનદા ઈલાકાની અને ન્યૂ ફૌન્દલાંદ બેટની વચ્ચે છે.

**મુખ્ય સામુદ્રધુનીઓ**—બેલીએલ ન્યૂફૌન્દલાંદ બેટ અને ખંડના ઈશાન કોણ (લાબ્રદોર) ની વચ્ચે છે; દેવિસ, બાફિન અને આત્લાંતિકને સાંધેછે; બારો તથા સ્મિથ એ બે બાફિન અને ઉત્તર ભણીના દરિયાને જોડેછે; હદ્સન આત્લાંતિક અને હદ્સન ઉપસાગરને સાંધેછે; એ વિના બીજી ઘણી છે.

**મુખ્ય ભૂશિર**—ચદલી અને સેબલ.

**મુખ્ય દ્વીપકલ્પ**—નોવાસ્કોશિઆ એ કાનદા ઈલાકાની અગ્નિકોણમાં છે.

**મુખ્ય દ્વીપો**—પ્રિન્સએદ્વર્દ બેટ; એ વિષે ઉપર કહેલુંછે; વૉનકૂવર બેટ એ બ્રિટિશ કોલમ્બિયાની નૈરૂત્ય કોણમાં છે, ને જુઆન દી ફુકા નામે સામુદ્રધુની એને યુનેતેદ સ્તેત્સના મૂલકથી નોખો પાડેછે; આંતિકાસ્તિ એ સેંત લારેન્સ નદીના મુખની બહાર છે; કેપ બ્રિતન બેટ એ પ્રિન્સ એદ્વર્દ બેટની પૂર્વે છે; એ વિના ઓછા અગત્યના બીજા ઘણા છે.

**મુખ્ય નગરો**—આંતારિઓ પ્રાંતમાં ઓતાવા નદીને તીરે ઓતાવા શહેર છે, તથા આંતારિઓ સરોવરના તટપર તોરાંતો; કિવબેક પ્રાંતમાં ઓતાવા અને સેંત લારેન્સ નદીઓના સંગમપર માંત્રિયાલ તથા સેન્ત લારેન્સ નદીને કાંઠે કિબેક શહેર; ન્યૂ બ્રન્સ્વિક પ્રાંતમાં સેંતજાન અને નોવાસ્કોશિઆ પ્રાંતમાં હાલિફાક્સ બંદર. એ બંદર ઇંગ્રેજી વહાણના લશ્કરનું એક થાણું છે.

**મુખ્ય નિકાસ**—અનાજ, કાટ, માછલાં, ચામડાં, તથા સલોમચર્મ. બ્રિટિશ કોલમ્બિયામાં મસ સોનું નીકળે એવી ખાણો છે.

## (૨) યુનૈતેદ સ્તેત્સ.

દુનિયાનાં મોટાંમાં મોટાં રાજ્યોની પંક્તિમાં આ પ્રજાસત્તાકરાજ્ય ગણાયછે. એમાં હાલ ૩૭ સંસ્થાનો અને સંસ્થાન નહિ થ-

એલા બાર મહાલ છે. એ સંસ્થાનો અને મહાલો કાનદા ઈલાકાની દક્ષિણે અને મેક્સિકોની ઉત્તરે આત્લાંતિકથી પાસિફિક સૂધી છે. આ વિશાળ મૂલકમાં એ ખંડનો વાયવ્ય કોણ ઉમેરાયોછે. એ કોણ પ્રથમ રૂશ દેશને હાથ હતો.

**મુખ્ય પર્વતો**—પશ્ચિમે કાંઠાની થડમાં ડૂંગરાની ઓળ છે, અને ત્યાંથી વધારે માંહેલી તરફ કાનદામાંથી આવતા રાકી પર્વત છે, તેનો છેડો મેક્સિકોની દક્ષિણમાં છે; પૂર્વમાં સેંત લારેન્સ નદીથી મેક્સિકોના અખાત સૂધી અલીગાની પહાડની ઓળ છે.

**મુખ્ય નદીઓ**—મિસિસીપી. એ મોટી નદીનો આરંભ આ રાજ્યની ઉત્તરે સુપીરીઆર સરોવરની પશ્ચિમના પ્રદેશમાં થાયછે. દક્ષિણ ભણી વહેતાં તેમાં રાકી પર્વતમાં ઉત્પન્ન થનારી મિસૂરી નદી તથા અલીગાની પહાડમાંથી નીકળનારી ઓહિઓ નદી ભેગી થાયછે. મેક્સિકો અખાતને મળતાં પહેલાં લાલ અને બીજી નદીઓનો સંગમ તેની સાથે થાયછે. રિઓ ગ્રાંદ દલ નાર્ત્ત નામે બીજી મોટી નદી રાકી પર્વતમાંથી નીકળી આગળ વહેતાં એ રાજ્યનો મેક્સિકો દેશથી વિયોગ કરેછે. એની ઉત્તર સીમા સેન્ત લારેન્સને સ્પર્શ કરેછે. યુકોન નદી કાનદા ઈલાકામાં ઉત્પન્ન થઈ વાયવ્ય કોણનો જે મૂલક આ રાજને તાબે છે તેમાં વહેછે. એમાં બીજી ઘણી નદીઓ છે. રિઓ કોલોરાદો એ કાલિફોર્નિયાના અખાતને મળેછે; હડ્સન નદી, દેલાવેર નદી, સ્ક્વેહાના નદી, કનેક્તિકત નદી, ઈત્યાદિ.

**મુખ્ય સરોવરો**—મીચીગાન, એ કાનદાના હુરોન તથા સેંત લારેન્સના કાંઠાનાં બીજાં સરોવરને મળેછે; સાલ્ત સરોવર, એ રાકી પહાડની પશ્ચિમે છે.

**મુખ્ય ઉપસાગરો**—દેલાવેર અને ચેસાપીક.

**મુખ્ય ભૂશિરો**—પૂર્વમાં કાદ, હાતેરાસ, અને સેબલ, તથા પશ્ચિમ કિનારે ફ્લાત્તરી.

**મુખ્ય દ્વીપકલ્પો**—અગ્નિકોણમાં ફ્લારિદા, એની એક પાસે આત્લાંતિક છે, અને બીજી મેર મેક્સિકો અખાત છે; વાયવ્ય કોણમાં આલિયાસ્કા.

**મુખ્યદ્વીપો**—લાંગબેટ, એ **ન્યૂ** યૉર્કની પૂર્વે છે; આલૂશિયન ટાપુઓ, એ **આલિયાસ્કાની** નૈઋત્ય કોણમાં છે.

**મુખ્ય શહેરો**—વાશિંગ્ટન એ રાજધાની પોટોમાક નદી ઉપર છે; ન્યૂ યૉર્ક; બ્રુકલિન; ફિલાડેલ્ફિયા; **મિસૂરી** નદીને તીરે સેંત લુઈસ; મિશીગાન સરોવરને કાંઠે ચિકાગો; બાલ્તિમોર; બૉસ્તૉન; મિસિસીપી નદીપર ન્યૂ આર્લિયન્સ; **કાલિફોર્નિયા**માં સાન્ ફ્રાન્સિસ્કો; એ વિના બીજાં ઘણાં નગરો એ વિશાળ રાજ્યમાં છે.

**મુખ્ય નિકાસ**—રૂ, તમાકુ, ચોખા વગેરે અનાજ; **વર્જિનિયા** પ્રાંતનો તમાકુ અને જાર્જિયા તથા કારોલૈના પ્રાંતોના ચોખા વખાણવા જોગ સરસ છે.

કાલિફોર્નિયાની અને તેની પાસેનાં સંસ્થાનોની જમીનમાંથી સોનું પુષ્કળ નીકળેછે, અને ઘણાંખરાં સંસ્થાનોમાં કોયલા, લોઢું, ઈત્યાદિ જડેછે.

## ( ૩ ) મેક્સિકો.

એ પ્રજાસત્તાક રાજ્યમાં ૨૭ સંસ્થાનો અને બે મહાલ છે.

એ રાજ્યની પશ્ચિમ હદ ઉપર **પાસિફિક મહાસાગર** છે અને પૂર્વ સીમાએ **મેક્સિકો** અખાત છે. એની ઉત્તરે **યૂનૈતદ** સ્તેત્સ છે, અને દક્ષિણે **મધ્ય** અમેરિકા છે.

**મુખ્ય પર્વત**—રૉકી પહાડ એ **યૂનૈતદ** સ્તેત્સમાંથી ચાલ્યો આવી મેક્સિકોના અંત સૂધી ગયોછે.

**મુખ્યનદી**—રિઓ ગ્રાન્દ દલ નાર્ત્ત, એ મેક્સિકો અખાતમાં જાયછે.

**મુખ્ય અખાતો**—પૂર્વે મેક્સિકો અખાત અને પશ્ચિમે કાલિફાર્નિયા અખાત.

**મુખ્ય દ્વીપકલ્પો**—યુકાતાન, મેક્સિકો અખાત અને કારિબિયન સમુદ્રની વચ્ચે છે; નીચલો કાલિફાર્નિયા, એ **કાલિફોર્નિયા** અને **પાસિફિક**ની વચ્ચે છે.

**મુખ્ય શહેરો**—મેક્સિકો, એ રાજધાની છે; વેરાક્રુથ અને તા-

મ્પિકો, એ નગરો અખાતને કાંઠે છે; આકાપુલકો અને બીજાં શહેરો મહાસાગરને કિનારે છે.

**મુખ્ય નિકાસ**—રૂપું, ત્રાંબું, કીરમજ, ગળી, ચામડાં, મહોગની નામે લાકડું તથા બીજી જાતનાં લાંકડાં.

## ( ૪ ) મધ્યઅમેરિકા.

મેક્સિકોની દક્ષિણે મધ્ય અમેરિકા છે. એમાં પાંચ પ્રજાસત્તાક રાજ્યો અને એક ઈંગ્રેજી સંસ્થાન છે. એ રાજ્યોનાં નામ નીચે પ્રમાણેઃ—

| સંસ્થાન. | મુખ્ય શહેર. |
|---|---|
| (૧) ગ્વાતેમાલા. | નવું ગ્વાતેમાળા. |
| (૨) ઈંગ્રજનું હાંદૂરાસ. | બેલીજ. |
| (૩) હાંદુરાસ. | કોમાયાગુવા. |
| (૪) સાનૂસાલ્વાદોર. | સાનૂસાલ્વાદોર. |
| (૫) નિકારાગુવા. | માનાગુવા. |
| (૬) કોસ્તારિકા. | સાંજોસ. |

મધ્ય અમેરિકામાં મુખ્ય સરોવર નિકારાગુવા છે.

**મુખ્ય અખાત**—હાંદૂરાસ છે.

**મુખ્ય નિકાસ**—ગળી, કીરમજ, અને બૂનદાણા.

## ( ૫ ) દ્વીપો.

ઉત્તર અમેરિકાના મુખ્ય દ્વીપોનાં નામ અત્યારસૂધી આપ્યાં નથી. તે નીચે પ્રમાણે છેઃ—

(૧) ગ્રીનલાન્દ અમેરિકાની ઈશાને છે. એ દ્વીપ દેન્માર્કના તાબામાં છે. પ્રથમ એવું ધારવામાં હતું કે એ બેટ અમેરિકાનો ભાગ છે, પરંતુ હાલમાં માલૂમ પડ્યું છે કે એ દ્વીપ છે. બેહરિંગ સામુદ્રધુનીથી બાફિન ઉપસાગર સૂધી વહાણો જઈ શકે છે, પરંતુ પુષ્કળ બરફ હોવાથી માર્ગ વિકટ છે.

(૨) ન્યૂ ફૌંદલાંદ કાનદા ઇલાકાની પૂર્વે છે. એ બેટ ઈંગ્રેજના તાબામાં છે. એનું મુખ્ય શહેર સેંતજાન છે.

**ન્યૂ ફૌંદલાન્દ**માં મુખ્ય ભૂશિર રેસ છે. **ન્યૂ ફૌંદલાન્દ**ના કાંઠાપર જેટલાં માછલાં જડે છે તેટલાં આખી દુનિયામાં બીજે કોઈ ઠેકાણે જડતાં નથી.

(૩) वेस्तइंदिआ द्वीपो—એના ચાર સમૂહ નીચે પ્રમાણે પાડ્યા છેઃ—

बहामा द्वीपो, એમાં ग्रेट वहामा, न्यू प्राविदेन्स અને सान्साल्वादोर મુખ્ય છે. એ દ્વીપો ઇંગ્રેજને તાબે છે. તેઓની સંખ્યા આશરે ૫૦૦ છે. એ બેટનું મુખ્ય શહેર नास्सौ છે તે **ન્યૂ પ્રાવિદેન્સ**માં છે.

मोटा आंतिलीस. એમાં क्यूबा, जामेका, हाइती કે सानदोमिंगो અને पोर्तोरिको નામે મોટા ટાપુઓ છે. **ક્યૂબા સ્પેન**ના તાબામાં અને **જામેકા ઇંગ્લાંડ**ને કબજે છે. **ક્યૂબા**નું મુખ્ય શહેર **हावाना** છે, અને **જામેકા**માં મોટામાં મોટું શહેર किंग्स्तन છે.

नाना आंतिलीस કે विंद्वर्द द्वीपो અને लीवर्द द्वीपो. એમાંના ઘણાખરા ઇંગ્લાંડ, **સ્પેન**, કે **ફ્રાન્સ**ના તાબામાં છે. એ બેઉ સમૂહોમાં **નાના આંતિલીસ** વધારે અગત્યના છે. **નાના આંતિલીસ**માં મુખ્ય બેટ त्रिनीदाद અને वार्बेदोज (ઇંગ્રેજના) અને मार्तिनीक તથા ग्वादेलूप (ફ્રેંચના) છે.

**મુખ્ય નિકાસ**—ખાંડ, બૂનદાણા, તમાકુ, આદુ, રૂ, ઈત્યાદિ.

(૪) वर्म्युदा. એ આશરે ત્રણસેં દ્વીપોનો સમૂહ **યૂનેતેદ સ્તેતસ**ને પૂર્વ કાંઠે **આત્લાંતિક** મહાસાગરમાં છે. તેઓ ઇંગ્રેજને તાબે છે.

## दक्षिण अमेरिका.

મધ્ય અમેરિકા જોડે **પાનામાની** સંયોગીભૂમિવડે **દક્ષિણ અમેરિકા** સંધાયલો છે. દક્ષિણ **અમેરિકા**ની બાજી બધી બાજૂએ પાણી છે. એની ઉત્તરે **કારિબિયન** સમુદ્ર, પૂર્વે **આત્લાંતિક મહાસાગર**, પશ્ચિમે **પાસિફિક મહાસાગર**, અને દક્ષિણે દક્ષિણ **મહાસાગર** છે. એના દેશો નીચે પ્રમાણેઃ—

| | |
|---|---|
| (૧) **कोलंबिया.** | (૪) **गिपाना.** |
| (૨) **वेनेजूइला.** | (૫) **ब्राजिल.** |
| (૩) **एक्वादोर** | (૬) **पेरू.** |

(૭) बोलिविया.
(૮) चिली.
(૯) लाप्लाता.
(૧૦) पारागुवाई.
(૧૧) उरूगुवाई.
(૧૨) पातागोनिया.
અને दक्षिण द्वीपो.

**મુખ્ય પર્વત**—आंदेज. એ પર્વત મધ્ય અમેરિકાથી દક્ષિણ અમેરિકાની આખી પશ્ચિમ બાજૂએ છેડા સૂધી પથરાયલાછે.

**મુખ્ય સમુદ્ર**—कारिबियन છે તે વેસ્ટ ઈન્ડિઆ દ્વીપો અને દક્ષિણ અમેરિકાની વચ્ચે છે.

## ( ૧ ) कोलम्बिया.

એ પ્રજાસત્તાક રાજ્ય છે. એની રાજધાની बोगोत्ता છે.

**મુખ્ય નદી**—मागदालेना છે. એ નદી આંદેજ પર્વતમાં ઉત્પન્ન થઇ કારિબિયન સમુદ્રને મળેછે.

**મુખ્ય ઉપસાગર** તથા **અખાત**—કારિબિયન સમુદ્રમાં दारियन અખાત અને પાસિફિક મહાસાગરમાં पानामा ઉપસાગર.

એજ નામે ઉપસાગરમાં પાનામા શહેરથી સંયોગીભૂમિની બીજી બાજૂએ આસ્પિન્વાલ સૂધી રેલવે બાંધીછે.

**મુખ્ય નિકાસ**—રૂ, રબર, ગળી, અને પેરૂ ઝાડની છાલ.

## ( ૨ ) वेनेजूइला.

એ પ્રજાસત્તાક રાજ્ય છે. એનું મુખ્ય શહેર काराकास છે.

**મુખ્ય નદી**—ओरिनोको આત્લાંતિક મહાસાગરને મળેછે.

**મુખ્ય અખાત**—वेनेजूइला છે તે કારિબિયન સમુદ્રમાં પડેછે.

**મુખ્ય સરોવર**—माराकाइबो છે.

**મુખ્ય નિકાસ**—રૂ છે.

## ( ૩ ) एक्वादोर.

એ પ્રજાસત્તાક રાજ્ય છે. એની રાજધાની कीतो છે.

**મુખ્ય પર્વત**—कोतोपाही અને चिंबोरोथो આંદેજમાં છે.

**મુખ્ય અખાત**—ગ્વાયાક્વિલ એ **પા**સિફિકની શાખા છે.

**મુખ્ય નિકાસ**—નાળિએર, રબર, અને પેરૂ ઝાડની છાલ.

## ( ૪ ) गियाना.

એ દેશના ત્રણ ભાગ કર્યાછે—( ૧ ) इंग्रेज ताबानो गियाना; એની રાજધાની जार्जतौन છે; ( २ ) वलंदा ताबानो गियाना; એની રાજધાની पारामारीचो છે; ( ૩ ) फ्रेंच ताबानो गियाना; એની રાજધાની काय्येन છે.

**મુખ્ય નદીઓ**—एसकीबो અને સુરિનામ.

**મુખ્ય નિકાસ**—ખાંડ, શેરડીનો દારૂ, ગોળ, બૂનદાણા, મરચાં, તેજાનો, વસાણા, રૂ, ઈત્યાદિ.

## ( ૫ ) ब्राजिल.

એ મોટા રાજ્યમાં ૨૧ પ્રાંતો છે.

બ્રાજિલનું મુખ્ય શહેર रीओदेजानेरो વિશાળ બંદર છે. બીજાં મોટાં શહેરો—बाहिया કે सान्सात्वादोर, **આલ સેંત** ઉપસાગરમાં બંદર છે; અને रीसैफ કે पेरनाम्बुको **બા**હિયાની ઉત્તરે બંદર છે.

**મુખ્ય નદી**—आमाजोन છે. દુનિયામાં મોટામાં મોટી **નીલ** નદીથી માત્ર એ ઊતરતી છે. **આં**દેજ પર્વતમાંથી નીકળી એ નદી **આ**ત્લાંતિક મહાસાગરને મળેછે. तोकांतिन्स, सानूफ्रान्सिस्को, ઈત્યાદિ બીજી નદીઓ છે.

**મુખ્ય ભૂશિર**—सेंन राक.

**મુખ્ય નિકાસ**—રૂ, ખાંડ, કીમતી ધાતુ, અને રત્ન.

## ( ૬ ) पेरू.

એ પ્રજાસત્તાક રાજ્યનું મુખ્ય શહેર **લીમા** છે. બીજાં મોટાં શહેરો—कुथको, પ્રાચીન દેશી રાજ્યકર્ત્તાઓની રાજધાની; कालाव **લી**માનું બંદર છે.

**મુખ્ય પર્વત**—आंदेज.

**મુખ્ય સરોવર**—तितिकाका.

**મુખ્ય નિકાસ**—ગુવાનો,* સુરોખાર, આલપાકા નામે ઘેટાનું ઊન, ઈત્યાદિ. બ્રાજિલની પેઠે પેરૂમાં ધાતુની ખાણો પુષ્કળ છે.

## ( ૭ ) बोलिविया.

એ દેશ પ્રજાસત્તાક છે. એનું મુખ્ય શહેર ओरूरो છે. लापाथ અને चूकीसाका ( અથવા सुक्रे ) મોટાં શહેરો છે. पोतोसीમાં રૂપાની ખાણો છે.

**મુખ્ય પર્વત**—आंदेज. એનાં ઊંચાં શિખર सोतारा, इलीमान, ઈત્યાદિ છે.

**મુખ્ય સરોવર**—तितिकाका.

**મુખ્ય નિકાસ**—રૂપું, પેરૂની છાલ, નાળિએર, બૂનદાણા, આલપાકા, તાંબું, કલઈ, અને બીજી કાચી ધાતુ.

## ( ૮ ) चिली.

એ પ્રજાસત્તાક રાજ્યની રાજધાની सांतियागो दे चिली છે. वालूपारैसो મુખ્ય બંદર છે.

**મુખ્ય પર્વત**—आंदेज.

**મુખ્યદ્વીપ**—चिलो અને जआन फर्नांदीज.

**મુખ્ય નિકાસ**—તાંબુ, રૂપું, ઘઉં, રૂ, અને ઊન.

## ( ૯ ) लाप्लाता के आर्जैन्तैन राज्यसमुदाय.

આ પ્રજાસત્તાક રાજ્ય છે. મુખ્ય શહેર बुएनोसएर्स રીઓ દે લાપ્લાતા ખાડીની દક્ષિણે છે.

**મુખ્ય નદી**—पाराना રીઓ દે લાપ્લાતામાં પડેછે.

**મુખ્ય નિકાસ**—ચામડાં અને ચરબી.

---

* પેરૂની પાસેના બેટોને કાંઠે હગાર જડેછે તેને ગુવાનો કહેછે. ખેતરોમાં ખાતર પૂરવાના કામમાં એ હગાર આવેછે.

## (૧૦) पाराग्वाई.

એ પ્રજાસત્તાક રાજ્યની રાજધાની आसेन्शन પારાગુવાઈ નદીને કાંઠે છે.

**મુખ્ય નદીઓ**—पाराना અને पारागुवाई, એ દેશની પૂર્વે અને પશ્ચિમે છે. એ દેશના નૈરૃત્યકોણમાં એ બે નદીઓનો સંગમ થાયછે.

**મુખ્ય નિકાસ**—ચા, ચામડાં, અને તમાકુ.

## (૧૧) उरुगुवाई.

એ પ્રજાસત્તાક રાજ્યનું મુખ્ય શહેર मान्तेविदियो **રીઓ દે લા**-પ્લાતાના મુખની સમીપ છે.

**મુખ્ય નદી**—उरुगुवाई એ **રીઓ** દે લાપ્લાતાને મળેછે.

**મુખ્યનિકાસ**—ચામડાં, ચરબી, હાડકાં, ઊન, અને બકરાંના માંસનું સત્વ.

## (૧૨) पातागोनिया અને दक्षिण द्वीपो.

**પાતાગોનિયાને** ચિલી દેશ પોતાના તાબાનો ગણેછે. તેમાં જંગલી લોક સિવાય બીજી વસ્તી નથી.

दक्षिणना द्वीपो—तेरा देल फूएगो, स्तेतन द्वीप, फाकूलांद द्वीपो, અને दक्षिण जार्जिया. તેરા દેલ **પુએગો** કેટલાક ટાપુઓ મળીને થયેલોછે. એ ટાપુઓ અને **પાતાગોનિયાના** દક્ષિણ કાંઠા વચ્ચે માગેલનની સામુદ્રધુની છે. **પુાકૂલાંદ** દ્વીપો ઇંગ્લાંડને તાબે છે. પરંતુ સદરહુ દ્વીપોની પેઠે એમાં પણ વસ્તી થોડીજ છે.

તેરાદેલ **પુએગોના** છેક દક્ષિણ ટાપુમાં हार्न ભૂશિર અમેરિકાનું છેક દક્ષિણ બિંદુ છે. હાર્ન ભૂશિરની પાસેનો દરિયો તોફાની છે તેથી **આત્લાંતિક** મહાસાગરમાંથી **પાસિફિક** મહાસાગરમાં જે વહાણો જાયછે તેઓ કોઈ કોઈ વાર **માગેલન** સામુદ્રધુનીમાં થઈને જાયછે.

---

# प्रकरण ७ मुं.

## ओशियान्या.

પાસિફિક મહાસાગર માંહેલા ઘણાક દ્વીપો ઓશિયાન્યામાં આવેલાછે. ઓશિયાન્યાના ચાર ભાગ થઈ શકે,-૧. मलय द्वीपो, २ आस्ट्रेलेशिआ, ३ मिक्रोनेशिआ, અને ४ पोलिनीशिया.

### १. मलयद्वीपो.*

એનું બીજું નામ पूर्वमलय કે हिंदीआर्किपेलागो કહેછે. એ ઓશિયાન્યાનો વાયવ્ય ભાગ છે.

નાના નાના ટાપુઓ સિવાય મલય ટાપુઓમાં દ્વીપોના પાંચ મોટા સમૂહ છેઃ—

| समूह. | मुख्य द्वीपो. |
|---|---|
| (१) संदाद्वीपो. | सुमात्रा અને जावा. |
| (२) बोर्निआसमूह. | बोर्निओ. |
| (३) सलिबिससमूह. | सेलीबिस. |
| (४) मोलुक्का અથવા मसालाना द्वीपो. | आम्बोयना. |
| (५) फिलिप्पैन द्वीपो. | लुझोन. |

એ દ્વીપોની વસ્તીનો મોટો ભાગ મલય લોકનો છે.

એ દ્વીપો અતિ રસાળ છે. સર્વ જાતિના મસાલા કે તેજાના, ખાંડ, બૂનદાણા, ડાંગર, ગળી, અને તમાકુ પુષ્કળ થાયછે.

(૧) संदाद्वीपो—મલય દ્વીપોની છેક પશ્ચિમે सुमात्रा બેટ મલય દ્વીપકલ્પની દક્ષિણે છે (હિંદીયાન જુઓ). એની અને મલય દ્વીપકલ્પની વચ્ચે મલાક્કાની સામુદ્રધુની છે. એ બેટના ઉત્તર અને પૂર્વભાગમાં કેટલાંક દેશી રાજ્યો છે. તેમાંનાં एकीन અને सिआक મોટાં છે. પરંતુ ઘણોખરો બેટ વલંદાને તાબે છે. વલંદા લોકનાં મુખ્ય શહેર पदांग અને बेन्कुलीन છે.

*ઈંગ્રેજીમાં એનું નામ મલયેશ્યા પાડ્યું છે.

જાવાનો રઆળ બેટ સુમાત્રાની અગ્નિકોણમાં છે. એ બે દ્વી-પોની વચ્ચે સંદાની સામુદ્રધુની છે. જાવા બેટ વલંદાના તાબામાં છે. એ લોકની રાજધાની બાતવિઆ છે.

સંદા દ્વીપોમાંના કેટલાક નાના ટાપુઓમાં પોર્તુગીઝનાં થાણાં છે.

(૨) बोर्निओसमूह—એ સમૂહમાં મોટામાં મોટો बोर्निओ બેટ છે. એ બેટનો ઘણોખરો ભાગ વલંદાને તાબે છે; પરંતુ सारावाक प्रांत અને ઉત્તરે બોર્નિઓ કસબાની પાસેનોलाबूअन બેટ ઇંગ્રેજને તાબે છે.

(૩) सेलीबीससमूह—એ સમૂહમાં સૌથી મોટો सेलीबीस વલંદાને તાબે છે. मीनादो અને मक्कास्सर મુખ્ય શહેરો છે.

(૪) मोलुक्का અથવા मसालाना बेट—એમાંના ઘણાખરા દ્વીપો પણ વલંદાનાં તાબામાં છે. નાનો आम्बोयनाબેટ વેપારનું મુખ્ય સ્થળ છે.

(૫) फिलिप्पैन द्वीपो—એ મલય દ્વીપોમાં છેક ઉત્તરે છે. એ-માંના ઘણાખરા ટાપુ સ્પેનના તાબામાં છે. મુખ્ય બેટ लुझोनની રાજધાની मानिल्ला છે.

## ૨ आस्त्रेलेशिया.*

આસ્ત્રેલેશિયા ઓશિયાન્યાનો નૈરૃત્ય ભાગ છે. એના મૂળ વત-નીઓના કાળા રંગપરથી એને मीलनेश्या પણ કહેછે. એ લોક મલય લોકથી ભિન્ન છે. આસ્ત્રેલેશિયામાં आस्त्रेलिआ, तास्मानिया, न्यू जी-लांद, न्यू क्यालेदोनिया, न्यू हेब्रेदीज, फीजीद्वीपो, सालमान बेट, न्यू ब्रितन, न्यू ऐर्लंद, न्यू गिनी, ઈત્યાદિ આવેલાછે. એમાંના પહે-લા ત્રણમાં ઇંગ્રેજ વસેછે. જેમ ઉત્તર અમેરિકામાં એ લોકે પો-તાની ભાષા, રીતભાત, અને ધર્મ ચલાવ્યોછે, તેમ આંહિ પણ પોતાની ભાષા, રીતભાત, અને ધર્મ ચલાવ્યોછે.

(૧) आस्त्रेलिया—એને અસલમાં न्यू होलांद કહેતા. આખી દુનિયામાં એ મોટામાં મોટો બેટ છે. એને કોઈ કોઈવાર ખંડ

* દક્ષિણ એશિઆ.

કહેછે. એનું ક્ષેત્રફળ યૂરોપના ક્ષેત્રફળથી $\frac{5}{6}$ કહેવાયછે.

**મુખ્ય સામુદ્રધુનીઓ**—તારેસ એ આસ્ત્રેલિયા અને ન્યૂ ગિનીની વચ્ચે છે; અને બાસ સામુદ્રધુની આસ્ત્રેલિયાને તાસ્માનિયાથી જુદો પાડેછે.

**મુખ્ય અખાત**—ઉત્તરે कार्पेंतारिया અને દક્ષિણે आस्त्रेलिअनबेट.

**મુખ્યસમુદ્ર**—कोरल સમુદ્ર આસ્ત્રેલિયાના ઈશાન કાંઠાની અને સાલમાન દ્વીપ, ઈત્યાદિની વચ્ચે છે. કોરલનો અર્થ પરવાળાં છે. સાગરનું એ નામ પડવાનું કારણ એ છે કે દરિયાને તળીએથી નાનાં નાનાં જીવડાંઓ ધીમે ધીમે પરવાળાંના ટેકરા બાંધેછે.

આસ્ત્રેલિયા ઇંગ્લાંડને તાબે છે. મહારાણીએ નીમેલા ગવર્નરોના તાબા હેઠળ એનાં જુદાં જુદાં પાંચ સંસ્થાનો કર્યાંછે, તેઓમાં ઇંગ્રેજ વસેછે. એ પાંચ સંસ્થાનો નીચે પ્રમાણે:—

| સંસ્થાન. | મુખ્ય શહેર. |
|---|---|
| क्वीन्सलांद. | ब्रिस्बेन. |
| न्यू सौथवेल्स. | सिद्नी. |
| विक्टोरिया. | मेलबोर्न. |
| दक्षिण आस्त्रेलिया. | आदेलेद. |
| पश्चिम आस्त्रेलिया. | पर्थ. |

આસ્ત્રેલિયામાં બહોળો વેપાર ચાલેછે. મુખ્ય નિકાસ ઊન, સોનું, તાંબું, કલઈ, સીસું, તેલ, ચરબી, ચામડાં, રૂ, ખાંડ, ધાન્ય, ઈત્યાદિ છે. આસ્ત્રેલિયામાંથી સરસ ઘોડા ભરતખંડમાં આવેછે.

( ૨ ) तास्मानिया—એને અસલ वानू दीमन्स लांद કહેતા. એની અને આસ્ત્રેલિયાની વચ્ચે બાસ સામુદ્રધુની છે. મહારાણીએ નીમેલા ગવર્નરના તાબા હેઠળ તાસ્માનિયા ઇંગ્રેજી સંસ્થાન છે. એનું મુખ્ય શહેર होबार्ततौन છે.

**મુખ્ય નિકાસ**—ઊન.

( ૩ ) न्यू जीलांद—એ ઇંગ્લાંડ તાબાનું સંસ્થાન છે. આસ્ત્રેલિ-

યાના અગ્નિકોણમાં આવેલા બે મોટા અને નાના નાના ઘણા દ્વીપોનું એ સંસ્થાન બનાવ્યુંછે. ઉત્તર દ્વીપમાં વેલિંગ્તન મુખ્ય શહેર છે.

**મુખ્ય નિકાસ**—ઊન અને સોનું.

ન્યૂ ઝીલાંદમાં મૂળ વતનીઓની વસ્તી ઝાઝી છે, તેમને માઓરી કહેછે. આસ્ત્રેલેશિયાના બીજા મૂળ રહેવાશીઓથી તેઓ શ્રેષ્ઠ ગણાયછે અને મલય લોકને મળતા આવેછે. ઘણા માઓરી લોક ખેતી કરેછે, અને કેટલાક બીજે ઉદ્યોગ કરેછે.

આસ્ત્રેલેશિયા માંહેલા બીજા દ્વીપો વિષે થોડુંજ કહેવાનું છે. કેટલાક દ્વીપોના રહેવાશીઓને પાદરીઓએ સુધાર્યાછે; પરંતુ બીજા ટાપુઓમાં માત્ર જંગલી લોક વસેછે, અને તે ટાપુઓ વિષે હજી સૂધી પૂરી તપાસ થઈ નથી. ન્યૂ કયાલેદોનિયા ફ્રાન્સના તાબામાં અને ફીજિ તથા બીજા દ્વીપો ઇંગ્લાંદના તાબામાં છે. ન્યૂ ગિની (અથવા પાપુવા) નામે મોટા બેટના કેટલાક ભાગપર વલંદા દાવો કરેછે. અહિંથી એ લોક પીછાં, તજાના, છીપો, સુંદર લાકડાં, ઈત્યાદિ લાવેછે.

## ૩. મિક્રોનેશિયા.

મિક્રોનેશિયા* એ ઓશિયાન્યાના ઈશાન કોણમાં છે. એમાં નાના નાના દ્વીપોના ઘણા સમૂહ છે, તેઓ પાસિફિક મહાસાગરમાં પથરાયલાછે.

મુખ્ય સમૂહ નીચે પ્રમાણેઃ—

(૧) બોનિન દ્વીપો જાપાનની દક્ષિણે.

(૨) લાદ્રોન કે મારિયાન દ્વીપો ફિલિપ્પેનની પૂર્વે.

(૩) પેલૂ અને કારોલૈન દ્વીપો લાદ્રોનની દક્ષિણે.

(૪) માર્શલ દ્વીપો કારોલન દ્વીપોની પૂર્વે.

(૫) સાન્દ્વિચ દ્વીપો. આ સમૂહનો હાવાઈ બેટ મિક્રોનેશિયામાં સૌથી મોટો છે. સાંદ્વિચ ટાપુઓનું મુખ્ય શહેર હોનોલૂલૂ છે તે આઆહૂ બેટમાં છે.

---

* એટલે નાના દ્વીપો.

મિક્રોનેશિયા માંહેલા ટાપુઓની હવા સારી છે, અને ભૂમિ રસાળ છે. લાદ્રોન ટાપુઓ સ્પેનને તાબે છે. ત્યાંના રહેવાશીઓ સ્પાનિઅર્દોની ઓલાદના છે; પરંતુ બીજા ટાપુઓમાં મુખ્યત્વે મલય વંશના લોક વસેછે. એ લોક પ્રથમ જંગલી અવસ્થામાં હતા, પરંતુ યૂરોપ અને અમેરિકાના લોકના સહવાસથી ધીમે ધીમે સુધરતા ગયાછે. સાંદ્વિચ ટાપુઓના રાજાએ તથા તેની પ્રજાની મોટી સંખ્યાએ ખ્રિસ્તિધર્મ સ્વીકાર્યોછે.

## ૪ પૉલિનીશિયા.

પૉલિનીશિયા* અથવા દક્ષિણ સાગરના દ્વીપો ઓશિયાન્યાના અગ્નિકોણમાં છે. પશ્ચિમથી પૂર્વસૂધી એ ટાપુઓના મુખ્ય સમૂહ નીચે પ્રમાણેઃ–

(૧) फ्रेंद्ली द्वीपो.
(૨) सामो અથવા वहाणवटीओना द्वीपो.
(૩) कुक द्वीपो.
(૪) सोसयती द्वीपो.
(૫) आस्त्रल द्वीपो.
(૬) लो आर्किपेलागो.
(૭) मार्क्वीसास.
(૮) ईस्टरद्वीप.

એ દ્વીપોની હવા સારી છે, અને ભૂમિ રસાળ છે. લોક મુખ્ય મલય જાતના છે. તેઓ પ્રથમ જંગલી અવસ્થામાં હતા, પરંતુ ખ્રિ પાદરીઓના પ્રયત્ને કરીને હળવે હળવે સુધરતા ગયાછે. સોસ દ્વીપોમાંનો તાહિતિ બેટ અતિ સુંદર અને રસાળ છે. સોસયતી, માર્ક્વીસાસ, અને લો આર્કિપેલાગો દ્વીપોપર ફ્રેંચ લોક દાવો કરેછે.

---

* ઘણા કે અસંખ્ય દ્વીપો.

